# આમુખ.

काव्येषु नाटकं रम्यं, तत्र रम्यं शाकुन्तला એ શ્લોકના લખનારે કાવ્યોમાં નાટક વધારે જનાભિરૂચિનું રંજક થાય છે અને તેમાં પણ શાકુન્તલ વધારે રમણીય છે એવા ભાવથી લખ્યું છે. પણ કાલિદાસની સર્વોત્તમ, તેની પ્રભાવવાન્ બુદ્ધિની પક્વતાના ફલરૂપ, એના લાક્ષણિક પ્રમાદથી ઝલકતી કૃતિ તો રઘુવંશજ છે. એમાંજ એણે પોતાની સમગ્ર કાવ્યશક્તિને પૂરી કસોટીએ ચડાવી છે. મહાકવિ પોતે કહે છે તેમ એનો વિષય પણ એવોજ સર્વોત્તમ છે રઘુઓના વંશવર્ણન જેવો વિષય અને કાલિદાસ જેવા મહાકવિનો એમાં બહુજ ઇષ્ટ એવો સુમેળ થાય છે. રઘુવંશીઓના સત્ત્વોત્તેજક ઇતિહાસમાંથી પોતાને રસિક લાગ્યા એવા પ્રસંગો એમાં મહાકવિએ પોતાની લાક્ષણિક શૈલીથી ગૂથી લીધા છે.

શાકુન્તલ, વિક્રમોર્વશીય, વગેરે નાટકોમાં કાવ્ય વસ્તુ એકજ કથાનક આસપાસ વીટાઇને પર્યાપ્તિ થઇ રહે છે, કુમાર સંભવમાં પણ વસ્તુ તો એકજ છે. જો કે એને વૈવિધ્ય આપવાનો સઘળ પ્રયત્ન કરવામાં મહાકવિએ કચાશ નથી રાખી, છતા એમા રઘુવંશની મહુસતા, ગૌરવ આવી શક્યાં નથી.

કુમાર સંભવ, જે કવિનું પ્રથમ મહાકાવ્ય મનાય છે, તે એના કવનના કૌમારની કૃતિ હોવાનું જણાયા વિના રહેતું નથી. પણ એમાં છે તેવી અપકવના રઘુવંશમાં કયાએ નથી. છતા, રઘુવંશ એવડું મોટું કાવ્ય છે કે એમાં સળંગ, એકધારૂં મનોરમ ગાંભીર્ય અને વહન ભાગ્યેજ જળવાઇ શકે. એમ પણ કહીએ તો ચાલે કે હોમરના ઇલિયડની માફક રઘુવંશનો પ્રત્યેક સર્ગ એક છુટક કાવ્ય જેવો છે. જે પ્રત્યેક કાવ્યને કવિએ પોત પોતાના વિષય પરત્વે સુયોગ્ય માધુર્ય, પ્રવાહ અને કલ્પનાનાં અનેરાં ઉડ્ડયનોથી વિભૂષિત કરેલ છે. જો કે દરેકનુ મહત્ત્વ સરખું તો નથીજ.

શેક્સપીઅર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ વગેરે મહાકવિઓનાં પણ બધાંજ કાવ્યોમાં સરખું ગાંભીર્ય, ગૌરવ આપણે ભાગ્યેજ જોઇ શકીએ છીએ. અહી પણ કલ્પના, વિચાર બળ કોઇવાર મોળું પડતું દેખાય છે, તેમજ કાલિદાસના પણ બધાજ કાવ્ય સમૂહમા એનું એજ કાવ્યગૌરવ આપણે સર્વત્ર ભલે ન જોઇ શકતા હોઇએ પણ એની કાવ્યશકિત રઘુવંશમા ઊંચામા ઊચા પ્રદેશમા વિહરે છે, અને એ ઉચ્ચતમ ભૂમિકાઓનું દર્શન એ એના વાચકોને રઘુવંશમા સૌથી વધારે પ્રમાણમા અને વધારે વાર, અહી અને તહી, કરાવે છે. કયારેક તો એની અપ્રતિમ સરસ્વતીના બળવાન વહનમાં આત્મનિમજ્જન પામતુ મન એમ પણ કહેવા તૈયાર થાય છે કે એમા કવિના કવને એના મહાન વિષયને વધારે મહાન બનાવીને લોકહૃદયમા ઓતપ્રોત કરી દેવાનો સફળ પ્રયત્ન કર્યો છે

રઘુવંશી રાજાઓમા જેમના ચરિત્રો ખાસ કવિના સમયે વધારે લોકપ્રસિધ્ધ અથવા શાસ્ત્રપ્રસિદ્ધ હશે તેવાઓને રઘુવંશમા વર્ણવવામા આવ્યા છે કવિના આપેલા વંશાનુક્રમમાં અને વાયુ-પુરાણ, વિષ્ણુપુરાણ વગેરેમાં આવેલા અનુક્રમમાં જે ફેર છે તેનું કારણ

આવું પણ હોય. જો કે પાછળથી કવિએ સર્ગ ૧૮ માં વંશાવળી પણ આપી છે. કવિનો વંશાનુક્રમ અને રામચરિત્રના કેટલાક પ્રસંગો રામાયણના ક્રમથી જુદા છે અને તેથી કવિએ રામાયણ વિભાગ, વાલ્મિકિના મહાકાવ્ય ઉપરથીજ નહિ પણ બીજાં તે સમયે ઉપલબ્ધ રામચરિત્રોમાંથી લીધા હોવાનું વિદ્વાનો માને છે.

પ્રથમ સર્ગમાં ભારતવર્ષનો સૌથી મહાન કવિ પોતાની અલૌકિક નમ્રતાથી, અલૌકિક ગૌરવ બનાવવાની સાથે દિલીપનાં રાજ્ય લક્ષણોથી કાવ્ય શરૂ કરે છે. અહીં તેમજ આગળ પણ બધેજ યોગ્ય સ્થળે, મહાકવિ પોતાનું વ્યવહાર જ્ઞાન, કાર્યકૌશલ, લોકદેહના સર્વ નાના મોટા અંગો સાથે એકરસતા બતાવે છે. ક્યાંઇ કૃત્રિમતા, ક્લિષ્ટતા, કે સામાન્યતા દેખાતી નથી. બીજા સર્ગમાં દિલીપના અસામાન્ય સ્વાર્પણનું દર્શન કરાવતા વાચકને કવિ હિમાલયની કંદરામાં ખેંચી જાય છે. ગિરિસૌન્દર્ય જોતા દિલીપની સાથે વાચક પણ નન્દિની ઉપર સિંહના આક્રમણથી ત્રાસ્યા વિના નથી રહેતો અને દિલીપના આત્મભોગથી અતિ સંતુષ્ટ થઇ દેવતાઓની સાથે એના ઉપર પુષ્પવૃષ્ટિ કરવાની જાણે કે ઇચ્છા થઇ આવે છે.

ત્રીજા સર્ગમાં રઘુનો જન્મ થય છે. દોહદ, બાલભાવ વગેરેનું વર્ણન અહીં બહુ રમણીય છે. પિતાના યજ્ઞનો ઘોડો હરી જનાર ઇન્દ્રની સાથે રઘુનું યુદ્ધ, ઇન્દ્રનું પ્રસન્ન થવુ અને રઘુનુ પાછું વળવું વગેરે બનાવો સામાન્ય નહિ થઇ જતાં ઉત્તમકાવ્ય બની રહે છે. ચોથો સર્ગ રઘુનો દિગ્વિજય વર્ણવે છે. અહીં કવિ પોતાનાં ભૌગોલિક જ્ઞાન અને પૌરાણિક સમયના ઇતિહાસનો વાચકને પરિચય કરાવે છે. વિજયના અન્તમાં રઘુ યજ્ઞ કરે છે. પાંચમા સર્ગમાં રઘુના દાનીપણાની પરીક્ષા થાય છે-જેમાં ઉચ્ચ ભાવનાવાળા રઘુને કવિ અદ્ભુત રીતે પાર ઉતરેલો જણાવે છે. છઠ્ઠા સર્ગમાં રઘુનો

પુત્ર અજ ઇન્દુમતીના સ્વયંવરમાં જાય છે. સ્વયંવરનું અને તેમાં હાજર થયેલા રાજાઓનું ઇન્દુમતીને તેની કુશલ દાસીએ આપેલું વર્ણન ઉત્તમ કવિતાના નમૂના રજુ કરે છે. રાજાઓને વર્ણવતાં કવિ વાચકને પોતાની કલ્પનાની પાંખ ઉપર ક્યાંને ક્યાં, ઘડીમાં સમુદ્ર કાંઠે તો ઘડીમાં સુંદર વનરાજીઓમાં, વિચરાવે છે.

સાતમો સર્ગ ઇન્દુમતી અજના લગ્નનો છે. જેનો કેટલોક ભાગ કુમારસંભવના ઉમા-શંકરના વિવાહના જેવોજ અક્ષરશઃ છે નવપરિણીતા ઇન્દુમતી સાથે પોતાના નગર તરફ જતા અજની સાથે નિરાશ થયેલા રાજાઓનુ યુદ્ધ કવિએ પોતાનીજ આગવી અને અનુપમ શૈલીમાં વર્ણવ્યું છે. અહી કવિ વીર, બીભત્સ અને અદ્‌ભુત સર્વેનું એક અજબ મિશ્રણ રજુ કરે છે. આઠમા સર્ગમાં નવાજ રાજા થયેલા અજ અને વાનપ્રસ્થ રઘુનું એકજ સાથે તુલનાત્મક વર્ણન આપી અદ્‌ભુતનો આસ્વાદ લેતા વાચકોને કવિ અજવિલાપના કરૂણ રસમાં જાણે કે એકજ ડૂબાડી દે છે અજ સાથે, વનવૃક્ષો અને વનપશુઓ રડે છે અને વાચનારને પણ ભાગ્યેજ સજળ થયા વિના રહેવાય છે. કુમાર સંભવનો રતિ-વિલાપ આને મળતોજ છે પણ એમાં પ્રિયતમા પોતાના પ્રિયતમ માટે વિલપે છે. જ્યારે અહીં કાન્ત કાન્તા માટે શોક કરે છે. અજનું શોકદુઃખ એટલે સુધી પહોંચે છે કે ભગંદરના ભયંકર વ્યાધિને તે પ્રિયતમા વિનાના અસહ્ય જીવનમાંથી છુટકારારૂપ માને છે

નવમા સર્ગમાં દશરથની મૃગયાનું વર્ણન છે. અહીં પણ વીર અને અદ્‌ભુતની મિલાવટને શૃંગારના છાંટણાંથી કવિએ મનોરમ બનાવી છે. આ સર્ગમાં ઝમકથી ચાલતા દ્રુતવિલંબિતને મહાકવિ યમકના અલંકારથી અધિક મનોહર બનાવી શકે છે હૃદયંગમ કલ્પના, ઝંકાર સહિત ચાલ્યો આવતો વાણીપ્રવાહ, અને દ્રુતવિલં-

બિનનું સંગીત ઘડીવાર વૃત્તિ સમસ્તને હલાવી મૂકે છે. છેવટમાં શ્રવણના વધથી આ સર્ગ કરૂણાન્ત બની રહે છે.

દશમા સર્ગથી રામાયણના પ્રસંગો શરૂ થાય છે. વસ્તુની સાથે કાવ્ય પણ વધારે ગૌરવાન્વિત બને છે. દેવતાઓ શ્રી વિષ્ણુની સ્તુતિ કરે છે. આવીજ સ્તુતિ કુમારસંભવમાં બ્રહ્મદેવની કરવામાં આવે છે. પણ બંનેમાં કલ્પના અને વિચારવૈભવ નોખનોખાંજ છે. રામનો જન્મ થાય છે. અગિઆરમા સર્ગમાં રામનું વિશ્વામિત્ર સાથે જવું, ધનુભંગ, સીતા વિવાહ, અને પરશુરામનું આગમન વગેરે પ્રસંગોનું સુંદર દર્શન છે. બારમા સર્ગમાં રામ વનવાસ, શૂર્પણખાનું આવવું, ખરાદિનો વધ, સીતા હરણ, સીતાની શોધ, લંકા ઉપર આક્રમણ અને રાવણવધ વગેરે પ્રસંગો આવે છે. આદિ કવિના મહાકાવ્યમાં વિસ્તારથી આપેલા આ સર્વ પ્રસંગોને જરા પણ લંબાવ્યા સિવાય પોતાની પ્રાસાદિક સર્વતોગામી શૈલીથી કવિ વર્ણવે છે. તેરમા સર્ગમાં શ્રીરામના લંકામાંથી પાછા આવવાનું વર્ણન છે. રામાયણના અયોધ્યાકાંડથી તે લંકાકાંડ સુધીના સમસ્ત પ્રસંગોને એકજ સર્ગ આપનાર કવિ લંકાથી અયોધ્યા સુધીની મુસાફરીને એક સુદર સર્ગ આપે છે. અહીં આપેલું સમુદ્રનું, માર્ગમાં આવતા સ્થાનોનું તેમજ ગંગા અને યમુનાના સંગમનું વર્ણન વાંચતાં, આજે વિમાનોની નવીન શોધથી વિમાનીઓને થતા અનુભવનો આપણે જાણે કે ઝાંખી કરી શકીએ છીએ.

ચૌદમા સર્ગમાં સીતાનો ત્યાગ આવે છે. લોકહિતને ખાતર હૃદયના ટુકડા થવા દેવામાં પણ ન અચકાતા રામની આજ્ઞાથી લક્ષ્મણ સીતાને વનમાં મૂકવા જાય છે. પ્રેમ એ રામને માટે ધર્મ છે ખરો, પણ લોકસંગ્રહ એથી બલવત્તર ધર્મ છે. પોતાની લાચારીને ધિક્કારતા લક્ષ્મણ જ્યારે સતીની ગદગદ કંઠે ક્ષમા માગે છે ત્યારે

સતી દુઃખભારથી વ્યાકુલ થયેલાં છતાં, પતિવિરૂદ્ધ શબ્દ પણ ઉચ્ચારતાં નથી, અને કહે છે કે હું તપ કરીને સૂર્યદેવ પાસે યાચીશ કે—

બીજેય જન્મે ફરી જેથી સ્વામી
પામું તમોને ન રહે વિયોગ.

અહીં પણ કરુણરસ પરાકાષ્ઠાએ પહોંચે છે. વાલ્મિકિની જેમ સર્વને સીતાને દૂભનારા રામપુર—એમના સમસ્ત મહિમાને ભૂલી જતાં, રોષ ચડે છે.

પંદરમા સર્ગમાં લવણાસુર વધ, રામનો યજ્ઞારંભ, લવકુશનું દર્શન, સીતાનો ભૂમિ પ્રવેશ અને છેવટે અયોધ્યાનો ઉદ્ધાર આવે છે. સોળમા સર્ગમાં કુશને અયોધ્યાની અધિદેવતા નવી રાજધાની કુશાવતી છોડીને પોતાના નિવાસનો ઉદ્ધાર કરવા માટે લઈ જાય છે. કુશ અયોધ્યાને ફરી વસાવે છે. અહીં રાજાની જલ ક્રીડાનું સુંદર વર્ણન કવિ આપે છે. રમતમાં રાજાનાં હાથનું વિજયને અપાવનારું કડું જલમાં પડે છે. તે પાતાળમાં રમતી કુમુદ નામે નાગરાજાની બ્હેન કુમુદ્વતીને હાથ લાગે છે. આ અદ્દભુત કડા સાથે પોતાની બ્હેનને પણ લઈને કુમુદ કુશની પાસે આવે છે અને ક્ષમાપન કરતો કડું અને બહેનનું કાંડું કુશને વિધિથી અર્પણ કરે છે. સત્તરમા સર્ગમાં કુશના પુત્ર અતિથિનું વર્ણન છે. આદર્શ રાજા કેવો હોય તે પ્હેલા સર્ગમાં દિલીપને વર્ણવતાં કવિએ કહ્યું છે, વળી અહીં વિશેષ, જુદા પ્રકારે કહેવામાં આવે છે. અઢારમો સર્ગ પછીના રાજાની વંશાવળીનો છે. ઐતિહાસિક શૈલીથી ચાલતી વસ્તુ પણ કવિ પ્રનાહી અને મનોરંજક બનાવી શકે છે એ અહીં જણાઇ આવે છે. ઓગણીસમો સર્ગ અગ્નિવર્ણ રાજાના શૃંગારનું વર્ણન કરે છે, અહીં વિદ્વાનોને દેખાઇ આવના એના

વાત્સાયન વગેરેના કામસૂત્રોના અભ્યાસ કરતાં, કવિનો સ્વાભાવિક, જન સ્વભાવનો અભ્યાસજ વધારે દેખાય છે. એ શ્રમપૂર્વક વાત્સાયનાદિને અનુસરતો નથી દેખાતો. એની સરસ્વતી સ્વભાવથી એ સુત્રોને સમર્થન આપે છે. કુમારસંભવના આઠમા સર્ગમાં પણ એણે શૃંગાર વર્ણવ્યો છે, અને એ ઉમામહેશ્વર જગતનાં માતાપિતાના શ્રગાર વર્ણન માટે તો કાલિદાસને કોઢ નીકળવાનો શાપ થયો હતો. પણ અહીંના શૃંગાર વર્ણનમા એ અનૌચિત્યનો દોષ નથી. અને શૃંગાર એક સ્વાભાવિક વસ્તુ છતાં અતિશયનાથી અનિષ્ટપરિણામાત્મક થાય છે એમ બતાવી મહાકવિ અહીં લોકો ઉપર ઉપકાર કરે છે

અગ્નિવર્ણના મરણથી રઘુવંશ જાણે કે એકાએક સમાપ્ત થાય છે. એનો અંત સ્વાભાવિક નથી લાગતો વિદ્વાનોની માન્યતા છે કે 'રઘુવંશ' અદ્યાપિ અધૂરોજ રહ્યો છે કદી કાલિદાસના મરણથી પણ એમ બન્યું હોય પણ એ મહાકૃતિ અધૂરી તો છેજ, અને એના કેટલાક છેવટના સર્ગો આગળની, એની એજ પ્રતિભા, ઓજસ્વિતા નહિ બતાવના મહાકવિની બુધ્ધિનો બહુજ ધીમો હ્રાસ બનાવે છે. કદી પાછળના એક બે, બીજા સર્ગો કરતાં ટૂંકા સર્ગો મહાકવિ બાણભટની કાદંબરીમા થયુ છે તેમ તેના કોઇ નિકટના સંબધીએ (જે પણ હશે તો કોઇ મહાકવિજ તેણે) લખ્યા પણ હોય. નહિતો કાલિદાસ જેવો પ્રતિભાશાળી અને જાગ્રત મહાપુરૂષ કેમ ભૂલી જાય કે પોતે રઘુવંશી રાજાઓને માટે **योगेनान्ते तनु त्यजाम्** લખેલુ છે, અને પોતાના એક સર્ગનો નાયક તો વિષયસેવનથી મરણ પામે છે ? આ તો એક શંકા છે.

છતા 'રઘુવંશ' એક સર્વાંગ સુંદર કૃતિ છે અને એમાં કવિએ પોતાનો જન સ્વભાવનો અગાધ અભ્યાસ અને માનવ જીવ-

નના અંગ પ્રત્યંગનું બારિક અવલોકન દર્શાવ્યું છે દિગ્વિજયી સેનાનો સ્વામી દિલીપ વસિષ્ઠને આશ્રમે ગાત્ર રાણીનેજ લઇને જાય છે. રસ્તામાં તાજું ઘી લઇને આવતા ગામડિયાઓને તે બાજુ પરના વૃક્ષોનાં નામ પૂછે છે, એ તે સમયની લોકદેહની એકરસતા બતાવે છે. રાજાને પ્રજાની સંપત્તિ જોઇતી હોય તો ગૌરક્ષણ ઉત્તમ માર્ગ છે એમ કવિ બતાવે છે. દોહદમાં માટી ખાવાનુ સ્ત્રીઓનું અપલક્ષણ કવિને પરિચિત છે. દિગ્વિજયનુ વર્ણન કવિનો તત્સમયની ભૌગોલિક સ્થિતિનો અચ્છો પરિચય બતાવે છે. યુદ્ધનું વર્ણન સંગ્રામની શિસ્તનું જ્ઞાનજ નહિ પણ કવિનો પોતાનો યુદ્ધનો અનુભવ બતાવે છે. <u>અજના વિલાપ દ્વારા કવિ સ્ત્રીપુરૂષની સંસાર ચક્રોમાં સમાનતા સૂચવે છે</u>. વસંતોદ્ગમ અને મૃગયાનું કવિનું માદક વર્ણન અને વ્યાયામનો પક્ષપાત કવિનું જીવન બહુ પ્રકારે રસભર્યું હોવાની પ્રતીતિ આપે છે. વિષ્ણુની સ્તુતિમા કવિની સાંખ્યયોગાદિ દર્શનોની માહિતી સૂચવે છે. પછીના રામાયણના પ્રસંગોમાં ઐતિહાસિક અને કાવ્યાત્મક શૈલિના અદ્દભુત મિશ્રણમા પણ કવિ સફલ થાય છે. જેમ વસ્તુને બહલાવવામા સામર્થ્ય જોઇએ છે તેમજ સયમ અને સંકોચ જાળવવામા પણ શક્તિનું પારખું થાય છે. બે લીટીના સરલ અનુષ્ટુપમાં જેના પર વ્યાખ્યાનો લખી શકાય તેટલું વસ્તુ તો કાલિદાસજ સમાવી શકે. ઉદ્વાહ (વિવાહ) ની ક્રિયા માટે તત્પર પૃથ્વીને સમુદ્રનુ જલ ઘૂંઘટ રૂપ બન્યું હતું એમ કહી કવિ એ સમયે કદાચ વધૂ જનમા ઘૂંઘટ રાખવાનો રિવાજ હોય એમ સૂચવે છે. વિમાનની રામની સફર કાલ્પનિક નથી લાગતી પણ એ સમયે કોઇ પ્રકારના આકાશવાહનો હોવા જોઇએ એમ બતાવે છે.

પૃથ્વીની છાયાથી ચંદ્રગ્રહણ થતુ હોવાનુ સૂચવી કવિ એ વખતની જ્યોતિર્વિદ્યામા ઘણી પ્રગતિ થવાનુ દર્શાવે છે અયોધ્યાના ફરી વસાવનાના કુશના પ્રયત્નોદ્વારા કવિ પોતાનો વાસ્તુવિદ્યાનો પરિચય રજુ કરે છે. અગ્નિવર્ણના શગારમા પુરૂષની સ્ત્રી સમાગમની ઝખનાજ નહિ પણ સ્ત્રીની પુરૂષ માટેની ઝખનાનો સાક્ષાત્કાર કવિ કુશળતાથી કરાવે છે આનડી મોટી અને આટલી સુદર વસ્તુનો ઉત્પાદક ખરેખર મહાન હોવો જોઇએ એમા શકા નથી."

સિહનદ્વિપના રાજકવિ કુમારદાસનું 'જાનકી હરણ' અને અશ્વઘોષનુ 'બુદ્ધ ચરિત્ર' દેખીતાજ કાલિદાસના અનુકરણો છે પણ તે બન્નેની શૈલી જેટલી શ્રમસાધિત હોવા છતા કૃત્રિમ લાગે છે તેટલી મહાકવિ કાલિદાસની શારદાપ્રેરિત, સ્વાભાવિક, અને પ્રસાદ-પ્રચુર લાગે છે નૈષધ, શિશુપાલવધ વગેરે મહાકાવ્યા એ સમયે વિદ્વાનો ઉપર સામ્રાજ્ય જમાવી બેઠેલી કૃત્રિમતાના નમૂના છે માત્ર કાલિદાસજ એ કૃત્રિમતાથી જલકમલવત્ અલિપ્ત રહી શકયો છે એનામા વિચારનું-અર્થનુ સાંદર્ય છે જે ગમે તે ભાષામા મૂકવાની શકયતાને લીધે સર્વ કાળે સુદર લાગતુ રહ્યુ છે

આટનુ ઉતમ મહાકાવ્ય, આપણી ભારત માતાના અગ ઉપરનું એક અમુલ્ય રત્ન, જેને માટે એના ઉત્પાદક અને એની સરસ્વતી ઉપર પરદેશીઓએ પણ ઉદારતાથી પ્રશસાપુષ્પો વરસાવ્યા છે, જે આપણો એક અલૌકિક વારસો છે, જેનો એકેક શ્લોક સૌન્દર્યભરપૂર મુકતક જેવો છે, તે ગીર્વાણ ભાષામા હોઇને માત્ર પડિતોનેજ ઉપભોગ્ય છે યુરોપીય ઘણીએ ભાષાઓમા એના ભાષાન્તર થયા છે પણ ગૂજરાતીમા એનુ શ્લોકાત્મક ભાષાન્તર થયુ જાણવામા નથી ગદ્યાત્મક અનુવાદ કરતા પદ્યરચના વધારે રસાવહ થાય કે એમ હુ માનુ છુ, એથીજ 'કુમાર સભવ' ઉપર મે યત્ન કર્યો હતો, જેને વિદ્વાનોએ સ્વીકાર્યો છે

'કુમાર સંભવ' નું ભાષાન્તર કર્યા પછી કેટલાક મિત્રોએ અને મુરબ્બીઓએ 'રઘુવંશ' ઉપર પણ પ્રયત્ન કરવા મને સલાહ આપી હતી. એ અનુસાર લાંબા સમયની તપશ્ચર્યા પછી આજે 'રઘુવંશ'નું સમશ્લોકી ભાષાન્તર તૈયાર કરી ગુજરાત આગળ રજુ કરતાં મને બહુ આનંદ થાય છે. મારી શક્તિ પ્રમાણે હું કવિની કલ્પનાની ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશવા મથ્યો છું. (ભાષાન્તરમાં મલ્લિનાથની ટીકાનોજ આધાર વધારે લેવામાં આવ્યો છે) એ ભૂમિકા એટલી ઊંચી અને સ્વર્ગીય છે કે એની સ્હેજ ઝાંખી પણ જીવનને કૃતાર્થ બનાવી શકે. કવિની શારદાની અને એના લાડીલા એ સુપૂતની કૃપાથી મારા પ્રયત્ન દરમ્યાન મને એ અનુભવો થયા છે અને એ ભૂમિકાની ઝાંખી મારા ગુજરાતી ભાઇઓને કરાવવાનો પ્રયત્ન આજે પરિપૂર્ણ થતો જોઇને મને અનેરૂં સુખ થાય છે.

પણ એટલું કહી દેવાની મારી ફરજ છે કે અહીં જેટલું સારૂં અને સુંદર છે તે બધું મહાકવિ કાલિદાસનું છે અને ક્ષતિઓ જોવામાં આવે તે બધી મારી છે. 'કુમાર સંભવ'ના ભાષાન્તરમાં મારા મુ. રામનારાયણભાઇની સમર્થ દોરવણી મને પ્રાપ્ત થઈ હતી. એમની હમણાની કાર્યવ્યગ્રતાથી આ પ્રયત્નમાં હું એમની શોધક સૂચનાઓ મેળવી શક્યો નથી, તેથી બહુ કચાશ રહી ગયાનો ભય રહે છે. વિદ્વાનો એ તરફ ક્ષમાની દૃષ્ટિ રાખશે એવી આશા છે.

મારા આ પ્રયત્નમાં મને આર્થિક સહાયતા આપવા માટે ભાવનગરના નામદાર મહારાજાસાહેબનો અને ભાવનગર કેળવણી અધિકારી આધુનિક પ્રગતિશીલ કેળવણીનિષ્ણાત શ્રી ગજાનનભાઇનો આભાર સ્વીકાર્યા વિના હું રહી શકતો નથી.

મહાકવિના સમય પરત્વે નિબંધ લખી આપવાનું મુ. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ સ્વીકાર્યું છે તે માટે તેમનો પણ આ સ્થળે આભાર માનું છું.

—અનુવાદક.

# કવિકુલગુરૂ કાલિદાસનો સમય.

મહાકવિ બાણે તથા ઐહોલ પ્રશસ્તિના કવિ રવિકીર્તિએ કાલિદાસનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે[1] અને આ બન્ને કવિઓનો સમય તદ્દન ચોક્કસ છે બાણકવિ થાણેશ્વરના ચક્રવર્તી શ્રી હર્ષના સમકાલીન હતા. એટલે એનો ઉલ્લેખ ઇસ્વી સાતમી શતાબ્દીના પૂર્વાર્ધનો છે અને રવિકીર્તિની પ્રશસ્તિ ઇ સ ૬૩૪ મા લખાયેલ છે આ બાહ્ય પુરાવાથી કાલિદાસનો સમય ઇ સ ૬૦૦ પહેલા એ તો નિ સંશય છે

બલ્લાલના ભોજપ્રબન્ધમા તથા એ ગ્રન્થમા મળે છે તે જાતની દંતકથામા માળવાના રાજા ભોજનો સમકાલીન અને મિત્ર

---

१ निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसान्द्रासु मञ्जरीष्विव जायते ॥

મહાકવિ બાણ

स विजयतां रविकीर्त्तिः कविताश्रितकालिदासभारविकीर्त्तिः ।

ઇ સ ૬૩૪ એહોલનો ઉત્કીર્ણ લેખ શ્લો ૩૭

એક કાલિદાસ કવિ હોવાનું કથન મળે છે. પણ એ કાલિદાસ કવિ તે શાકુંતલ રઘુવંશાદિનો કર્તા નહિ પણ શબ્દદર્પણકોષનો કર્તા કાલિદાસ બીજો, એમ માનવા માટે હવે આપણી પાસે સ્પષ્ટ પુરાવો છે.[1]

આ રીતે ઇ સ. છઠ્ઠું શતક એ રઘુવંશાદિના કર્તા કવિ કાલિદાસની અર્વાચીન મર્યાદા. અને રાજા અગ્નિમિત્રને નાયક બનાવીને માલવિકાગ્નિમિત્ર નામનું નાટક લખનાર કવિની પ્રાચીન મર્યાદા છે, અગ્નિ મિત્રનો સમય-ઇ. સ. પૂર્વે બીજું શતક પણ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસની દુઃસ્થિતિ એવી છે કે ઉપર કહેલી મર્યાદામાં પ્હેલથી છેલ્લે સુધી, જુદે જુદે સ્થાને આ કવિને મુકવાના પ્રયત્નો થયા છે.

સ્વ. કિલાભાઇ ઘનશ્યામે કરેલા મેઘદૂતના ભાષાન્તરની પ્રસ્તાવનામા ભાસકવિને મૌર્ય ચંદ્રગુપ્તના સમયમાં અને કાલિદાસને અગ્નિમિત્રના સમયમા ઇ. સ. પૂર્વે ૧૫૦ થી ૧૭૦ માં મૂકેલ છે. કાલિદાસને આ રીતે ઇ. સ પૂર્વે બીજા શતકમાં મૂકનાર સ્વ. કિલાભાઇ એકલા નથી. એસ રોયે પણ એજ સમય દર્શાવ્યો છે[2] પછી ગુજરાતના વૃદ્ધ માનનીય સાક્ષર શ્રી કેશવ હર્ષદ ધ્રુવે છંદોના વપરાશની કસોટીથી કાલિદાસને અશ્વઘોષની પ્હેલાં મૂક્યો છે.[3] અને

---

૧ જુઓ પ્રસ્થાન ૧૯૯૩ અં. શ્રાવણમાં મારો 'રાજા ભોજનો સમકાલીન કાલિદાસ બીજો' નામનો લેખ.

૨ જુઓ પ્રોસીડીંગ્સ એન્ડ ટ્રાન્ઝેક્શન્સ ઓફ ધી ફર્સ્ટ ઓરીઅન્ટલ કોન્ફ્રેસ (૧૯૧૯) પૃ. ૧૦૯

૩ જુઓ પરાક્રમની પ્રસાદીમા મહાકવિ કાલિદાસનાં દેશકાળ અને કૃતિઓ

ઇ સ પૂર્વે ૫૭ મા મૂકવાનો તથા શકારિ વિક્રમાદિત્યનુ પદ આપવાનો પ્રયત્ન કર્યો છે.[1] પણ હજી એના મતનો તદ્વિદોના બહુ મતે સ્વીકાર થયો નથી

આ રીતે એક તરફથી મહાકવિ કાલિદાસને ઇ સ પૂર્વે બીજા અથવા પહેલા શતકમા મુકવાના પ્રયત્નો થયા છે તો બીજી તરફથી તેને છેક અર્વાચીન મર્યાદા આગળ એટલે ઇ સ છઠ્ઠા શતકમા–અને તે પણ વિક્રમાદિત્યવાળી દંતકથાના બળથી, મૂકવાના પ્રયત્નો થયા છે.

પ્રાચીન ઇતિહાસમા વિક્રમાદિત્ય માટે ફાંફા મારતા કેટલાક પુરાવિદોએ ઇ સ ૫૨૮ ની આસપાસમા હૂણોને હરાવનાર યશોધર્મને વિક્રમાદિત્ય તરીકે પકડ્યો હતો[2] અને હર્નલે કાલિદાસને યશોધર્મના દરબારનો કવિ ઠરાવ્યો છે[3] શ્રી લે કા. કૃ લેલે તથા શ્રી શિ. કા ઓક તેઓએ પણ હર્નલને અનુસરી આ યશોધર્મનેજ વિક્રમાદિત્ય માની એના સમયમાં કાલિદાસને મૂકયો છે, પણ આ

---

૧ જુઓ જર્નલ ઓફ ધી બિહાર એન્ડ ઓરિસ્સા રીસર્ચ ગ્ર ૧૬ ભા ૩—મા પ્રોબ્લેમ્સ ઓફ ધી શક શાતવાહન હીસ્ટરી નામનો નિબધ તથા પ્રબધચિતામણીના મારા ભાષાન્તરનુ પૃ ૨૧ પરિશિષ્ટ ઇ

૨ યશોધર્મના આ પરાક્રમનો એક કોતરાવેલા ઉત્કીર્ણ લેખોથી પતો મળ્યો છે જુઓ ફ્લીટના ગુપ્ત ઇ સ્ક્રીપ્શ સ ન ૩૩, ૩૪, ૩૫ વીન્સેન્ટ સ્મિથની અર્લી હીસ્ટરી સા. ૩ પૃ ૩૧૮—૩૨૮

૩ જુઓ જર્નલ ઓફ ધી રોયલ એશીઆટીક સોસાઇટી ૧૯૦૯ પૃ ૮૯.

મતને જરાએ ટેકો મળ્યો નથી. પહેલું તો યશોધર્મ રાજાએ હૂણોને હરાવ્યા છે, શકોને નહિ. જ્યારે વિક્રમાદિત્ય તો શકારિ તરીકે પ્રખ્યાત છે. બીજુ યશોધર્મે રાજાધિરાજ પરમેશ્વરનું પદ મેળવ્યાનો પોતે કોતરાવેલા લેખમાં ગર્વ કર્યો છે. પણ વિક્રમાદિત્યનું પદ લીધું નથી એટલે છઠ્ઠા શતકમાં કાલિદાસને મૂકવા માટે કશુંજ કારણ નથી.[1] વળી શ્રી. બ. ક. ઠાકોર કહે છે તેમ બાણકવિ કાલિદાસની જે પ્રશંસા કરે છે તે એના વખતમાં શિષ્ટ વર્ગમાં ચોમેર છવાઈ ગયેલી, અનુભવેલી તેજ લલકારે છે. તાત્પર્ય કે કાલિદાસ બાણને તો પ્રાચીન બે ત્રણ સૈકા જૂનો હોવોજ જોઇએ.[2]

બાણ અને રવિકીર્તિ પ્હેલાં કાલિદાસનો કોઇએ ઉલ્લેખ કર્યો નથી પણ દશપુર (કે મન્દસોર—માળવા) ની પ્રશસ્તિ[3] લખનાર કવિ વત્સભટ્ટીએ પોતાની રચનામાં મહાકવિ કાલિદાસના વિચારોનો ઉપયોગ કર્યો છે. દશપુરના સૂર્યમન્દિરની કવિ વત્સભટ્ટીએ લખેલી આ પ્રશસ્તિ ઇ સ. ૪૭૩ (વિ સં. ૫૨૯) મા લખાયેલ છે. ઘણું કરી દશપુર ગામનાજ આ કવિએ ૪૪ શ્લોકની આ પ્રશસ્તિમાં અનેક વૃત્તોનો ઉપયોગ કર્યો છે અને માળવાનું, દશપુરનું, તથા ઋતુ-ઓનુ કાવ્યશૈલીમા વર્ણન કર્યું છે એ પોતે કહે છે તેમ પ્રયત્નથી રચેલી આ પ્હેલી પ્રશસ્તિમા વત્સભટ્ટીએ કેટલીક કલ્પનાઓ એ વખતના પ્રખ્યાત કવિઓની કૃતિઓમાથી લીધી હોય એ સ્વાભાવિક છે, અને હાલના વિદ્વાનોએ નીચેનું મળતાપણુ પકડ્યું છે. ઋતુ સંહારના સર્ગ પાચમાના બે પદ્યોના વિચારો વત્સભટ્ટીની પ્રશસ્તિના ૩૧ મા શ્લોકમા મળે છે.

---

૧ જુઓ પુરાતત્ત્વ પુ ૨ પૃ ૧૧૦–૧૧૨ મા કાલિદાસ અને વિક્રમાદિત્યના કાલ નિર્ણયની દિશા નામનો સ્વાધ્યાય.

૨ જુઓ માલવિકાગ્નિમિત્ર નાટકની પ્રસ્તાવના પૃ, ૨૨૪–૨૨૫

૩ જુઓ ફ્લીટના ગુપ્ત ઇન્સ્ક્રીપ્શન્સ નં. ૧૮

रामासनाथरचने दरभास्करांशु-
वह्निप्रतापसुभगे जललीनमाने ।
चन्द्रांशुहर्म्यतलचन्दनतालवृन्त-
हारोपभोगरहिते हिमदग्धपद्मे ॥

દશપુર પ્રશસ્તિનો શ્લો ૩૧

ઋતુ સંહારમાં શિશિરના વર્ણનના નીચેના બે શ્લોકો ઉપરના પદ્ય સાથે સરખાવો —

निरुद्धवातायनमन्दिरोदरं हुताशनो भानुमतो गभस्तयः ।
गुरूणि वासांस्यबलाः सयौवनाः प्रयान्ति कालेऽत्र जनस्य सेव्यताम् ॥
न चन्दनं चन्द्रमरीचिशीतलं न हर्म्यपृष्ठं शरदिन्दुनिर्मलम् ।
न वायवः सान्द्रतुषारशीतला जनस्य चित्तं रमयन्ति साम्प्रतम् ॥

સર્ગ ૫ શ્લો ૨ ૩

અગ્નિ, સૂર્ય કિરણો, સ્ત્રીઓ ચન્દ્ર, ચન્દન, હર્મ્યતલ અને વાયુ એ વસ્તુ બન્ને સ્થળોમાં મળે છે એ યોગ આકસ્મિક નથી સમજાતો

ઋતુસંહારને રઘુવંશાદિના કવિની જ કૃતિ—કદાચ પહેલી, માનનારો વિદ્વાનોનો બહુમત છે[1] છતાં ઋતુસંહાર સંદિગ્ધ કૃતિ તો રહે જ છે પણ મેઘદૂતના નીચેના શ્લોક સાથે તુલના નિઃસંદિગ્ધ પુરાવો પૂરો પાડે છે —

---

૧ કીથ હીસ્ટરી ઑફ સંસ્કૃત લીટરેચર ૧૯૨૮ પૃ ૮૨–૮૩માં ઋતુ સંહારને કાલિદાસની કૃતિ ગણવા માટે કારણો આપ્યાં છે અને ૮૨ પૃ ટિ ૩ માં બે પક્ષના પંડિતોના નામો આપ્યાં છે

विद्युत्वन्तं ललितवनिताः सेन्द्रचापं सचित्राः
संगीताय प्रहतमुरजाः स्निग्धगम्भीरघोषम् ।
अन्तस्तोयं मणिमयभुवस्तुङ्गमभ्रंलिहाग्राः
प्रासादास्त्वां तुलयितुमलं यत्र तैस्तैर्विशेषैः ॥[१]

મેઘદૂત શ્લો. ૬૫

સરખાવો.—

चलत्पताकान्यबलासनाथा-
न्यत्यर्थ शुक्लान्यधिकोन्नतानि ।
तडित्लताचित्रसिताभ्रकूट-
तुल्योपमानानि गृहाणि यत्र ॥
कैलासतुङ्गशिखर प्रतिमानि चान्या-
न्याभान्ति दीर्घवलभीनि सवेदिकानि ।
गान्धर्वशब्दमुखराणि निविष्टचित्र-
कर्माणि लोलकदलिवनशोभितानि ॥

વત્સભટ્ટીની પ્રશસ્તિ શ્લો. ૧૦–૧૧

---

૧ કિલાભાઈએ આ શ્લોકનું ભાષાન્તર આદ ચરણમાં નીચે પ્રમાણે કર્યું છે.—

તું વિદ્યુત્વાન્ લલિતવનિતા વૃંદથી એ ભરેલા,
તારે જેવું સુરધનુ, રૂડા ચિત્ર ત્યાં ચીતરેલા;
તારી જેવી ગભિર મધુરી થાય છે ગર્જનાઓ,
સંગીતોમાં ધિરિ ધિરિ રૂડી વાગતી ત્યાં મૃદંગો.
છે આ તારી વિશદ જળથી વાદળીઓ ભરેલી
તેવી ત્યાં છે મણિમય ભૂમિ નિર્મળા કાચજેવી,
તું છે ઉંચો, શિખર થકી એ આભને થોભ દેતા
એવા તારી સરસાઈ કરે તેમ છે મ્હેલ એના.

ઉચા ધરોને વાદળાની ઉપમા આપવાની કલ્પના અને ઉપમાની વિગતો પણ મેઘદૂતમાંથી આ પ્રશસ્તિના કવિએ લીધી છે શ્રી કીથ ખરુ જ કહે છે કે એક અપ્રસિદ્ધ અને સામાન્ય કવિની આ ખખડધજ રચનામાથી કલ્પના અને ઉપમાઓ લઇને મેઘદૂતના ઉપના શ્લોકની સુશ્લિષ્ટ અને રોનકદાર રચના કાલિદાસ કરી હશે એમ માનવુ એ બેહુદુ છે, એથી ઉલટુ ઘણુ કરી ઉજ્જયનીના પ્રતિષ્ઠિત મહાકવિના પ્રસિદ્ધ કાવ્યની કલ્પનાનો દશપુર (માળવા)ના એક સામાન્ય કવિએ ઉપયોગ કર્યો છે એમ માનવુ એજ સ્વાભાવિક છે [1]

વળી જે કાલિદાસ કવિ અપૂર્વ કલ્પનાવાળુ કાવ્ય લખવા બેઠા છે અને પ્રત્યેક શ્લોકમા નવી નવી કલ્પના ગુથે છે તેનીજ પ્રતિભાનુ ફળ મહેલોને મેઘ સાથે સરખાવવાની આ કલ્પના હોય એ સ્વાભાવિક છે મેઘદૂતમા એ કલ્પનાનુ ઔચિત્ય પણ સ્પષ્ટ છે જ્યારે વત્સભટ્ટી માત્ર નહિ પણ શાળવીઓની શ્રેણી માટે પ્રશસ્તિ લખવા બેઠો છે, અને પ્રતિભાશાળી નથી પણ પ્રયત્નથી પદ્યરચના કરે છે, તો પોતાના જમાનાના પ્રસિદ્ધ કવિની કલ્પના પોતાની રચનામા ગુથી દઇ પોતાનો સાહિત્ય પરિચય દર્શાવે એજ એને માટે સ્વાભાવિક છે બાકી મેઘની ઉપમા આપવાનુ એને વિશેષ પ્રયોજન નથી

ટુકામા વત્સભટ્ટી (ઇ સ ૪૭૩) પહેલા કાલિદાસ થઇ ગયા છે એ નિસંદેહ છે, અને એના વખતમા પૂરતુ પ્રસિદ્ધ હોવા માટે મેઘદૂતને રચાયે ઓછામા ઓછા પચાસેક વર્ષ તો થયા હોવા જોઇએ

બીજી તરફથી ઘણાખરા પશ્ચાત્ય અને ઘણા અત્રત્ય પુરાવિદોને મતે અશ્વઘોષ અને ભાસ પછી કાલિદાસ થયા છે પ્રાકૃતવિદોને મતે

1 હીસ્ટરી ઓફ સસ્કૃત લીટરેચર ૧૯૨૮ પૃ ૮૨

કાલિદાસનું પ્રાકૃત અશ્વઘોષ–ભાસના પ્રાકૃતથી અર્વાચીન છે. મહા-ભારત રામાયણથી અશ્વઘોષ પરિચિત છે, પણ મહાભારત, રામાયણ, પુરાણાદિ બ્રાહ્મણ સાહિત્યનો અશ્વઘોષ કરતાં કાલિદાસને એટલો વધારે પરિચય દેખાય છે[1] કે મારે મતે અશ્વઘોષથી કાલિદાસ બસ્સો વર્ષ મોડા જન્મ્યા હોવા જોઇએ. અશ્વઘોષનો સમય ઇ. સ. ૧૦૦ ની આસપાસ મનાય છે. હવે મન્વાદિસ્મૃતિઓએ બાંધેલી વર્ણાશ્રમ વ્યવસ્થામાં સંતુષ્ટ, આલોક તથા પરલોક ઉભયના વિજયની અભિ-લાષા સેવતું[2] સુરાજ્યવ્યવસ્થાથી સલામત, સુખ સમૃદ્ધિથી ઉભરાઇ જતું અને વિદ્યાકળાના ઉંચા સંસ્કારો વડે દીપ્યમાન એવું સામા-જીક જીવનનું જે ચિત્ર કાલિદાસના કાવ્યોમાંથી આપણી નજર આગળ ખડું થાય છે તેની સ્થિતિ ગુપ્ત સામ્રાજ્યની પ્હેલાં કે પછી સંભવિત નથી એવો આ દેશના પ્રાચીન ઇતિહાસના જાણકારોનો બહુમત છે, અને એક વખત કાલિદાસને ગુપ્તકાળમાં મૂકવામાં આવે પછી ત્યાં એને દૃઢ સ્થાપવા માટે ઘણી અવાનર દલીલો મળે છે. જે છૂટી છૂટી જો કે નિશ્ચયકારક નથી પણ સાથે મળીને બહુ બળવાન પુરાવો પુરો પાડે છે. દા ત. મહાભારત, રામાયણ, પુરાણ ઉપરાંત ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, આયુર્વેદ અને

---

૧ જુઓ મારૂં પુરાણ વિવેચન. અશ્વઘોષ અને પુરાણો પૃ. ૫૫ થી ૬૩ તથા મહાકવિ કાલિદાસ અને પુરાણો પૃ. ૩૦ થી ૫૫.

૨ જુઓ ગુપ્ત સીકકાઓ ઉપર કોતરેલું નીચેનુ વચનઃ—

*क्षितिमवजित्य सुचरितैर्दिवं जयति, विक्रमादित्यः* એ સાથે સરખાવો રઘુવંશનો સર્ગ ૮ મો.

સાખ્યયોગનો જે વિકાસ કાલિદાસના કાવ્યોમા દેખાય છે તે વિકાસ મોટે ભાગે ઇ. સ ૨૦૦ થી ૪૦૦ વચ્ચે થયો છે અને કાવ્ય સાથે સગીત તથા ચિત્રકળાને પણ શિષ્ટ સમાજમા જે માનભર્યું સ્થાન કાલિદાસે આપ્યું છે, તે ગુપ્તકાળનું સ્પષ્ટ સૂચક છે[1] શિલ્પચિત્રાદિ કલાઓનો ગુપ્તકાળમા અતિશય પ્રચાર હતો. એટલુંજ નહિ પણ એ કલાઓ ઉન્નતિને શિખરે પહોચી હતી એ આપણે જાણીએ છીએ. વિક્રમાદિત્યવાળી દંતકથાને પણ આ સમય નિર્ણય અનુકૂળ છે ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્ત બીજા (ઇ. સ ૩૭૫ થી ૪૧૩) એ પોતાના સિક્કાઓમા વિક્રમાદિત્ય બિરુદ ધારણ કર્યું છે એ પ્રસિદ્ધ છે અને દાનવીરતા, સાહસ, શૌર્ય વગેરે ગુણોનું જે ગૌરવ દતકથા વિક્રમાદિત્યને આપે છે તેને સૌથી વધારે પાત્ર ઐતિહાસિક ચક્રવર્તી રાજાઓમા તો આ ચદ્રગુપ્ત વિક્રમાદિત્યજ છે માળવા ગુજરાતમાથી શકોનુ રાજ્ય નાબુદ કરી છેક કાઠીયાવાડ સુધી પોતાની સત્તા આ ચદ્રગુપ્ત વિક્રમાદિત્યેજ સ્થાપી એટલે શકારિ બિરૂદને ખરો યોગ્ય એજ છે એની સભામા વીરસેન નામનો એક કવિ હોવાની ઉદયગિરિ ગુફાના ઉત્કીર્ણ લેખથી ખબર પડે

---

૧ જુઓ માલવિકાગ્નિમિત્રમા માલવિકાનુ સગીતનૃત્ય શિક્ષણ શાકુતલમા દુષ્યતની ચિત્રકર્મકુશળતા, શકુતલાની કાવ્ય રચના વગેરે એ સાથે સરખાવો સમુદ્રગુપ્તની ગાન્ધર્વવિદ્યામાં કુશળતાનો હરિષેણપ્રશસ્તિમા ઉલ્લેખ તથા તેના વીણાધારી પ્રતિકૃતિવાળા સીક્કાઓ (ફ્લીટના ગુપ્ત ઇન્સ્ક્રીપ્સન્સન ન. ૧)

છે.[૧] એના પિતા સમુદ્રગુપ્તની સભામાં હરિષેણ નામનો કવિ રાજ્યના મોટા અધિકારપદે હતો[૨] તો ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની સભાનાં રત્નોમાં કવિ કાલિદાસ હોય એ અસંભવિત નથી.

મહાકવિ કાલિદાસને ગુપ્તરાજાઓ સાથે જોડવાના અતિ ઉત્સાહમાં કેટલાક શોધકોએ કાલિદાસનાં કાવ્ય નાટકોમાંથી અનેક જાતનાં સૂચનો શોધી કાઢ્યાં છે. દા. ત. રઘુવંશના પ્હેલા પાંચ રાજાઓનાં ચરિત્ર વર્ણનોમાં ગુપ્તવંશના પ્હેલાં પાંચ રાજાઓનાં પરાક્રમો કોઇએ વાંચ્યાં છે.[૩] તો કોઇએ રઘુવંશનાઃ—આ समुद्रक्षितीशानां એ શબ્દોમાંથી સમુદ્રગુપ્તથી આરંભી ગુપ્તો ચક્રવર્તી થયાનો અર્થ વાંચ્યો છે. કોઇએ વળી—'કુમાર જેવો પ્રસવે કુમાર' (સ. ૫ શ્લો. ૩૬) એ જાતનાં વચનોમાં. તથા કુમાર સંભવ નામમાં કુમારગુપ્તનો, કોઇને મતે સ્કંદગુપ્તનો શ્લેષાર્થ વાંચ્યો છે. કોઇ વળી દિઙ્નાગ (ઇ. સ. ૪૦૦ ની આસપાસ) નામના બૌધ્ધ નૈય્યાયિક કાલિદાસનો પ્રતિસ્પર્ધી હોવાનો શ્લેષાર્થ મેઘદૂતના એક શ્લો. (શ્લો. ૧૪) માં ટીકાકાર મલ્લીનાથ તથા દક્ષિણાવર્તનાથને અનુસરી માને છે. પણ એ ભ્રમનું મે અન્યત્ર નિરાકરણ કર્યું છે.[૪] બાકી વિક્રમોર્વશીય નામ વિક્રમાદિત્ય ઉપરથી

---

૧ ગુપ્ત ઇન્સ્ક્રીપ્શન નં. ૬

૨ પૃ. ૨૨ ટિ. ૧ વાળો લેખ જુઓ.

૩ જુઓ એ. ગૈરોન્સ્કી ધ દિગ્વિજય ઓફ રઘુ ૧૯૧૫

૪ જુઓ પ્રસ્થાન ૧૯૯૩ શ્રાવણમાં મારો 'ભોજનો સમકાલીન કાલિદાસ બીજો' નામનો લેખ.

રાખ્યું હોવાના સંભવની ના પાડવી મુશ્કેલ છે. અને જો કે કાલિદાસ જેવો પ્રતિભાશાળી કવિ રઘુના દિગ્વિજયનું વર્ણન કરતાં સમુદ્રગુપ્તના દિગ્વિજયની વિગતો પૂરેપૂરી કે ક્રમશઃ ઉતારે એ સંભવિત નથી. વળી મહાભારતમાં દિગ્વિજયની વાત છે, છતાં સમુદ્રગુપ્તના દિગ્વિજયે અને અશ્વમેધે રઘુવંશના દિગ્વિજય અને અશ્વમેધના વર્ણનને પ્રેરણા આપી હોય એ ઘણું સંભવિત છે. હરિષેણ કવિની 'અલાહાબાદ સ્તંભ પ્રશસ્તિ' કાલિદાસે જોઇ હોવાનો સભવ છે.

ટુંકામા ગુપ્તકાળનાં ઇ. સ. ૩૨૫-૩૦ થી ઇ. સ. ૪૫૦-૫૫ એ સવાસો વર્ષના ગાળામાં મહાકવિ કાલિદાસ થઇ ગયા એટલું અત્યારે ચોક્કસ ભાસે છે—એ ગાળામાં ક્યારે એ કહેવું કઠિન છે. રઘુવંશમા સિન્ધુ કે પાઠાંતરથી વંક્ષુ (ઓક્સસ) કાંઠે હૂણોનો ઉલ્લેખ છે. (સ. ૪ શ્લો. ૬૮) એ ઉપરથી કુમારગુપ્ત—સ્કંદગુપ્તના સમયમા ઇ. સ ૪૫૫ સુધી કે તેથીએ આગળ કેટલાક એને ખેંચી જાય છે, ત્યારે કેટલાક સમુદ્રગુપ્તના દિગ્વિજયમા કાલિદાસ સાથે હશે એવી કલ્પના કરીને અથવા ક્ષેમેન્દ્ર—ભોજ—રાજશેખરે જેમાંથી ઉદાહરણ આપેલ છે તે કુન્તલેશ્વરદૌત્યને રઘુવંશાદિના કર્તા કાલિદાસની રચના માનીને તથા કુન્તલેશ્વર તે સમુદ્રગુપ્ત સામે ઊઠનાર દક્ષિણનો કંગવર્મા એવી કલ્પનાને બળે કાલિદાસને ઇ. સ. ૩૨૦ થી ૪૦૦ મા મૂકે છે.[૧] કુન્તલેશ્વરદૌત્ય મળી ન આવે ત્યાંસુધી એ ઉપર ઝાઝો આધાર ન રખાય. બીજી તરફથી જેવો હૂણોનો ઉલ્લેખ છે તેવો ઉત્તર પશ્ચિમમા ઐતિહાસિક સ્થિતિથી વિરોધી પારસીકોનો તથા યવનોનો છે[૨] વળી વત્સભટ્ટીને એટલો

---

૧ જુઓ માલવિકાગ્નિ મિત્રની પ્રસ્તાવના પૃ. ૨૩૧ થા ૨૩૩

૨ રઘુવંશ સ. ૪ શ્લો. ૬૦, ૬૧

બધો નિકટ કાલિદાસ હોવાનો સંભવ નથી. એટલે મને બે છેડા વચ્ચે દંતકથા કહે છે તેમ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યનો સમય એજ કાલિદાસની સાહિત્યપ્રવૃત્તિનો સમય છે એમ લાગે છે. જો કે ચંદ્રગુપ્તે રાજગાદી અયોધ્યા આણ્યા પછી કવિએ પ્રૌઢ વયે રઘુવંશ કાવ્ય રચ્યું હોય એવો સંભવ માની સમુદ્રગુપ્તની ચડતીના કાળમાં જન્મેલા એ મહાકવિએ પોતાની વૃદ્ધાવસ્થામાં કુમારગુપ્તનાં બાલ્ય યૌવન જોયાં હોય એમ હું ધારું છું.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી.

# અનુક્રમ


| | | |
|---|---|---|
| સર્ગ પહેલો | વસિષ્ઠના આશ્રમ | ૩ |
| ,, બીજો | [illegible]નુ રક્ષણ | ૧૫ |
| ,, ત્રીજો | રઘુનો રાજ્યાભિષેક | ૩૩ |
| ,, ચોથો | ,, દિગ્વિજય | ૪૮ |
| ,, પાંચમો | અજનું સ્વયંવરમાં જવું | ૬૧ |
| ,, છઠ્ઠો | ઇન્દુમતીનો સ્વયંવર | ૭૩ |
| ,, સાતમો | અજનો વિવાહ | ૮૬ |
| ,, આઠમો | ,, વિલાપ | ૧૧૩ |
| ,, નવમો | દશરથની મૃગયાનું વર્ણન | ૧૩૪ |
| ,, દશમો | શ્રી રામાવતાર | ૧૫૩ |
| ,, અગિયારમો | સીતા વિવાહ | ૧૬૩ |
| ,, બારમો | રાવણ વધ | ૧૮૨ |
| ,, તેરમો | દંડકારણ્યમાંથી પાછા આવવું | ૧૯૪ |
| ,, ચૌદમો | સીતાનો ત્યાગ | ૨૧૧ |
| ,, પંદરમો | શ્રી રામનું સ્વર્ગે જવું | ૨૨૯ |
| ,, સોળમો | કુમુદ્વતીનો વિવાહ | ૨૪૧ |
| ,, સત્તરમો | અતિથિનું વર્ણન | ૨૫૮ |
| ,, અઢારમો | વંશાવળિ | ૨૬૮ |
| ,, ઓગણીસમો | અગ્નિવર્ણનો શૃંગાર | ૨૮૧ |




# શુધ્ધિ.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૫ | સારથી | સરથિ |
| ૧૬ | ૧૫ | ચિહ્ને | ચિહ્નો |
| ૨૧ | ૧૯ | દુશ્મનોના | દુશ્મનોને |
| ૨૮ | ૧૮ | થની | થાતી |
| ૩૦ | ૯ | ભૂપાલ | નૃપાલ |
| ૩૧ | ૧૦ | કરના | કરંતા |
| ૩૫ | ૧૨ | રીઝે | રિઝે |
| ૩૬ | ૨ | અખટ | અખૂટ |
| ૩૭ | ૧૪ | પામશે | પ્હોંચશે. |
| ૪૦ | ૯ | સ્વામિ | સ્વામી |
| ૪૨ | ૧૩ | નમે | તમે |
| ૪૫ | ૫ | ખેચીયાં | ખેચિયા |
| ૪૭ | ૨ | હેમપીઠેથી | હેમપીઠથી |
| ૫૦ | ૭ | પ્રે ગ્ય | યે ગ્ય |
| ૫૨ | ૬ | શરદનું | શરદનુ |
| ૫૪ | ૬ | શક્રને | શક્રથી |
| ૫૭ | ૭ | દ્રક્ષ | દ ક્ષ |
| ૬૩ | ૮ | ધાન્યભાગ | ધાન્ય, ભાગ |
| ૬૪ | ૧૬ | શરદઘનોને | શરદ્ ઘનોને |
| ૬૫ | ૧ | તેણે | જેણે |
| ૬૭ | ૧૭ | દુઝે | દૂઝે |
| ૭૨ | ,૮ | મુનિએહ | મુનીશ એ |
| ૭૩ | ૧૦ | અતિ ' | અતિ |
| ૭૮ | ૪ | ધ્વિનિ | ધ્વનિ |
| ૯૦ | ૬ | ધરશી | ધરાશી |
| ૯૪ | ૩ | તનુ | તનૂ |
| ૯૬ | ૧ | સ્વજ્ઞા | સ્વસા |
| ૧૦૦ | ૧૧ | વેજ્ઞ | વેજ્ઞા |
| ૧૦૪ | ૪ | રુધી | રુંધી |
| ૧૦૮ | ૪ | તે | તે |
| ૧૧૨ | ૨ | તુરગ ભુજ્નેથી | તુરગ રજ્નેથી , |
| ૧૧૬ | ૧૧ | ભુમિ | ભૂમિ |
| ૧૨૪ | ૮ | જગત્ | જગવે. |
| ૧૨૫ | ૧૩ | પાળવા | પળવા |
| ૧૨૭ | ૬ | પ્રિયા | પ્રિય |
| ૧૪૯ | ૨ | ભાનુ | ભાનું. |
| ૧૫૭ | ૧૪ | ચક્રથી | ચક્રથીજ |
| ,, | ૧૮ | સ્રષ્ટિ | સૃષ્ટિ |
| ૧૬૦ | ૮ | શશિ | શશી |
| ૧૬૨ | ૧૦ | સિદ્ધ | સિધ |
| ૧૬૬ | ૪ | ખેચનાં | ખેચતાં |
| ૧૬૭ | ૧૧ | તાડકારી | તાડકારિ |
| ૧૬૮ | ૫ | દિક્ષિત | દીક્ષિત |
| ,, | ૧૦ | વેદી | વેદિ |
| ૧૭૨ | ૧૦ | નિરખતા | નિરખતાં |
| ૧૭૬ | ૫ | ઉપવિત | ઉપવીત |
| ૧૮૫ | ૩ | તની | તેની |
| ૧૮૬ | ૭ | અકે | અંકે |
| ૧૯૩ | ૯ | થ | થૈ |
| ૧૯૪ | ૯ | છ | છે |
| ૧૯૮ | ૧૬ | ચિરધારી | ચીરધારી |
| ૨૦૨ | ૧૭ | ગળ્યા | ચળ્યા |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧૪ | ૧૭ | દૈવે, | દૈવી |
| ૨૨૦ | ૪ | "હૈ સૌભ્ય" હુ | "હુ સૌભ્ય" હૈ |
| ૨૨૩ | ૧૬ | સ્વચ્છેદ | સ્વચ્છંદ |
| ૨૨૪ | ૧૬ | તેથી | જેથી |
| ,, | ૧૮ | ગનું | મનુ |
| ૨૨૯ | ૧ | ક્રાચ્ચી | ક્રાઞ્ચી |
| ,, | ૧૦ | જ્યારે | જ્યારે |
| ૨૩૬ | ૬ | વિધિનનુ | વિધિનનૂ |
| ૨૩૮ | ૧૪ | ઝમકાર | ઝમકારા |
| ૨૪૫ | ૬ | તેમ ? | તેમે |
| ,, | ૧૩ | સુનાં | સુના |
| ૨૬૦ | ૧૪ | યાતિજને | ત્રતિજને |
| ૨૬૧ | ૩ | ગ ન્ને | મન્ને |
| ૨૬૬ | ૧૬ | પક | પર |
| ૨૭૩ | ૧૧ | તે | તેદ |
| ૨૭૫ | ૫ | વશે | વ શે |
| × | ૧૦ | ખ્વજથા | ખ્નજશે |
| ,, | ૧૮ | જાએ | જાયે |
| ,, | ૧૯ | માહિષી | મહિષી |
| ૨૭૭ | ૧૬ | તમે | નમે |
| ,, | ૧૮ | મહારત્ત | મહારત્ન |
| ૨૮૫ | ૩ | પ્યારીના | પ્યારીનાં |
| ૨૮૭ | ૧ | ઉભા | ઉની |
| ,, | ૭ | તજતા | તજતા |
| ,, | ૮ | ચુમન | ચુમન |
| ,, | ૨૦ | મુવે | મુરે |
| ૨૮૯ | ૧૩ | કકકડે | કૂકડે |

# સર્ગ ૧ લો.

## વસિષ્ઠના આશ્રમે.

વાણીને અર્થશાં યુક્ત પામવા વાણીઅર્થને,
જગમાતાપિતા વંદુ પાર્વતી પરમેશ્વર. ૧

ક્યાં વંશ સૂર્યથી ચાલ્યો ક્યાં અલ્પે રમતી મતિ,
મોહે હું તરવા ઇચ્છુ તરાપે નિધિ દુસ્તર. ૨

મંદ, લોભે કવિકીર્તિને હાસ્યપાત્ર થાઉં હુ,
ઉંચો લે તે ફલો લેવા લંભાતો વ્હેંતિયો જયમ. ૩

પુરાણ પંડિતોએ વા ગાયેલા વંશ આ વિષે,
વજ્રે વીંધેલ મણિમા સૂત્ર જેવી ગતિ મુજ ૪

જન્મપર્યંતથી શુદ્ધ ફલપર્યંત ઉદ્યમી,
ભૂપો સમુદ્રપર્યંત સ્વર્ પર્યંત રથે જતા. ૫

કવિકીર્તિને=કવિની કીર્તિને.

યથાવિધિ અગ્નિહોત્રી યથેષ્ટ દાન આપતા,
યથાપરાધ દંડે જે યથાસમય જાગતા. ૬

દાનાર્થે સંગ્રહે દ્રવ્ય સત્યાર્થે થોડું બોલતા,
જયાર્થી યશને માટે પ્રજા અર્થે ગૃહાશ્રમી. ૭

વિદ્યાર્થી બાલવયમાં વિષયાર્થી જુવાનીમાં,
વૃદ્ધ થૈ વાનપ્રસ્થો જે અન્તે યોગે તજે તનુ. ૮

એ વંશ રઘુનો વર્ણું વાણીના અલ્પ વૈભવે,
કર્ણે પ્હોંચ્યા ગુણે એને બોલવા પ્રેરણાં થતાં ૯

શુભાશુભ વિવેકી સૌ સન્તે એ સુણવો ઘટે,
અગ્નિમાં હેમની શુદ્ધિ કે અશુદ્ધિ જણાય છે. ૧૦

મનુ વૈવસ્વત નામે સુજ્ઞોના માનનીય જે,
હતા પ્રથમ ભૂપોમાં જેમ ઓંકાર છંદમાં. ૧૧

તેમના શુદ્ધ વંશે કો અધિક શુદ્ધ જન્મીઓ,
દિલીપ નામ રાજેન્દુ ઇન્દુ શું ક્ષીરસાગરે ૧૨

પ્હોળી છાતી,કાંધે ધોરી મ્હાબાહુ સાગશું ઊંચો,
કર્મોચિત ધરી દેહ આવ્યો ક્ષત્રિયધર્મ શું. ૧૩

સર્વથી શ્રેષ્ઠ સારાળી અધિક સર્વ તેજથી.
પૃથ્વીને ઉચ્ચકાયાથી મેરુ શુ ઢાંકીને ઉભો. ૧૪

૬ યથાપરાધ=અપરાધ પ્રમાણે ,૧૨ રાજેન્દુ=રાજાઓમાં ચંદ્ર જેવો. ૧૩ કાંધે ધોરી=જેની કાંધ ધોરી જેવી હતી.

આકૃતિ જેવી છે પ્રજ્ઞા, પ્રજ્ઞા જેવુજ જ્ઞાન છે,
આરંભો જ્ઞાનની જેવા, આરંભ જેહવાં ફલો. ૧૫

ઉગ્ર અને મૃદુ સર્વે નૃપો કેરે ગુણે થયો,
અગમ્ય ગમ્ય અબ્ધિ શું મગરે ને મણિ વડે ૧૬

મનુના કાળથી પાડયા માર્ગથી રેખ માત્ર એ,
ખસતી ન પ્રજા તેને રથ ચીલેજ ચાલતી ૧૭

પ્રજાના શ્રેય માટેજ તે લેતો કર તેમના,
સહસ્રગણું દેવાને ગ્રહેછે જલને રવિ ૧૮

સેના શોભા સમી તેને, બે થતાં અર્થ સાધન,
શાસ્ત્રપારગતા બુદ્ધિ, દોરી સાધી ધનુષ્યમાં. ૧૯

ગુપ્ત મંત્ર અને ગૂઢ ચેષ્ટાવાળા ભૂપાલના,
ફલે જણાય આરંભો, સંસ્કારો પૂર્વના યથા. ૨૦

નિર્ભય આપને રક્ષે, નીરોગી ધર્મ આચરે,
નિર્લોભી ધન લેતો એ, નિષ્કામ સુખ ભોગવે ૨૧

જ્ઞાને મૌન, ક્ષમા શૌર્યે, દાને આત્મસ્તુતિ નથી,
અન્યોન્યયોગથી એના ગુણો સહોદરો સમા ૨૨

વિષયે નહિ આસકત, વિદ્યાનો પાર પામીઓ,
ધર્મમા રતિવાળો તે પ્રૌઢ થાતો જરા વિના ૨૩

૧૪ સારાળી=સત્તાવાળી ૧૫ પ્રજ્ઞા=બુદ્ધિ, ડહાપણ ૨૧ નિર્ભય=બીજાના ભયની નહિ પણ ધર્મ પ્રમાણેજ ૨૨ સહોદરો સમા=ભાઇઓ જેવા અન્યોન્યને સહાયક.

પ્રજાને કેળવવાથી, પોષવા રક્ષવા થકી,
તે પિતા, જનકો તેના જન્મના હેતુ કેવલ ૨૪

ન્યાયાર્થે દુષ્ટને દંડે, પ્રજા માટેજ પર્ણિયો,
અર્થ, કામ ઉભે જ્ઞાની તેહના ધર્મકારણ ૨૫

યજ્ઞાર્થ ધેનુ એ દૂહોતો, ઇન્દ્ર ધાન્યાર્થ આભને,
વૈભવ આમ બદલી વિશ્વને બેઉ ધારતા ૨૬

તે રક્ષકતણી કીર્તિ નૃપો કો ન અનુસર્યા,
ચોજાતી પારકે દ્રવ્યે ચોરી રૈ' શબ્દ માત્રમા ૨૭

ડાહ્યો દુશ્મન્ ગમે તેને રોગીને જેમ ઔષધ,
દુષ્ટ સગાને ત્યાગેછે સર્પ ડખી શું આંગળી ૨૮

વિધિએ સર્જીઓ એને મહાભૂતોની વસ્તુથી,
તેમના જેમ એના સૌ પરમાર્થકારણે ગુણો ૨૯

કિલ્લો કાંઠા તણા જેને, નિધિની ખાઇ વાળી તે,
પૃથ્વીને એક ચક્રે એ પાળે એક પુરી જ્યમ ૩૦

મગધવંશની તેને દાક્ષિણ્યે રૂઢ નામની,
સુદક્ષિણા હતી પત્ની યજ્ઞાની જેમ દક્ષિણા ૩૧

૨૬ બદલી=બદલો બદલો કરી ધારતા=પોષતા ૨૭ શબ્દ માત્રમા=ચોરીનો શબ્દજ હસ્તિ ધરાવતો હતો, ક્રિયા નહિ. ૨૯ મહાભૂતો=પંચ મહાભૂતો=પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશ ૩૧ યજ્ઞ નામે વિષ્ણુનો અવતાર પણ ભાગવત પુરાણે કહ્યો છે જેમને દક્ષિણા નામે સ્ત્રી હતી. તાંત્રિક યજ્ઞની સ્ત્રી દક્ષિણા છે

મોટો જનાનો તોયે તે વસુધાધિપ માનતો,
પોતાને પત્નીવાળો તે રાણીથી તેમ લક્ષ્મીથી. ૩૨

નિજને યોગ્ય પત્નીથી પુત્રનો લાભ ઇચ્છતો,
વીતાડે કાલ ફલમા વિલબાતા મનોરથે. ૩૩

સંતાનના વિધિ માટે ઉતારી નીજ હાથથી,
એણે સોંપી પ્રધાનોને વિશ્વ કેરી ધુરા વડી. ૩૪

પુત્રની કામનાથી તે બ્રહ્માને પૂજી સંયમી,
દંપતી આશ્રમે જાતાં ગુરુદેવ વસિષ્ઠને. ૩૫

મીઠા ગંભીરનાદાળા રથે તે બેઉએ ચઢયા,
ઐરાવત અને વીજ વર્ષાને વાદળે જયમ. ૩૬

આશ્રમે ન પડે પીડા એમ સેવક અલ્પ લૈ,
જતાં, પ્રભાવ અદકો છે મેના પરિવાર શો. ૩૭

સ્પર્શમીઠા ત્યહીં સેવે શાલરસસુગંધના,
પુષ્પપરાગ વેરંતા વનધૂનત વાયુઓ. ૩૮

સુણતાં તે મનોહારિ રથનાદથી ટ્હૌકતા
મયૂરે બેવડી કીધી કેકા ષડજના અમી. ૩૯

પાસેજ આપતા માર્ગ, રથે નજર માડતા,
મૃગોના યુગ્મમા સામ્ય અન્યોન્ય નેત્રનુ જુએ. ૪૦

હાર બધે વિના સ્તભ તોરણમાળ સર્જતા,
સારસો કૂજતા મીઠું સોત્કંઠ સૂણતા કયહીં. ૪૧

૩૪ વિધિ=યત્ન. ૩૬ વીજ=વીજળી. ૪૦ અન્યોન્ય=સામસામા

'ફૂલજો પ્રાર્થના' ફહેનો નમીગ અનુકૂલતો,
અશ્વે ઉશડી પૂળે ના ભનાતા કેશ પાઘ કૈ. ૪૨

તરંગો હાલતા થકી, નગેવશે સરોજની,
લેતા સુગંધને તેઓ નિજ નિશ્વાસની સમી. ૪૩

યજ્ઞોના સ્તંભવાળા તે પોતે બક્ષેલ ગામમાં,
અર્ધ્યની પછી સ્વીકારે આશિષો યાજ્ઞિકોતણી. ૪૪

તાજુ ઘી લૈ મળે સામા નેસના વૃદ્ધ તે પ્રતિ,
માર્ગે આવેલ વનના વૃક્ષોના નામ પૂછતા ૪૫

શુદ્ધ વસ્ત્ર ધરી જાતા તેઓની કાંતિ તો કશી !
હિમ રહિત ચિત્રાને ચન્દ્રની જેવી યોગમા. ૪૬

દેખાડતો પ્રિયાને તે પ્રિયદર્શન ભૂપતિ,
બુધના સરખો, માર્ગ કપાતો બૂઝતો નહિ ૪૭

દુર્લભ કીર્તિવાળો તે મહિષી સાથ સંયમી,
મહર્ષિ આશ્રમે સાંજે પહોંચ્યો અશ્વ થાકતા ૪૮

બીજા વનેથી વળતા અમિત્ કુશો ફૂલો લઈ
ઘણાએ મુનિઓ સામે ગુપ્ત અગ્નિ જતો વ્યહી ૪૯

સામાનો ભાગ ખાવાને ટેવાયા, દ્વાર રૂંધતા,
મુનિપત્નીતણા બાળો સમા મૃગથી વ્યાપ્ત જે ૫૦

૪૪ નેસ=સ્થારીનુ ગામડુ ૪૬ યોગ=પર્વ=અયોગ ૫૦ સામો=
એક જાતનું વન ધાન્ય

ક્યારે પાણી પીતાં પક્ષીઓને વિશ્વાસ આવવા,
સીંચીને છોડને તુર્ત જ્યાં ત્યજે મુનિ કન્યકા. ૫૧

સામાના ઢગલાવાળી આશ્રમાગણ-ભૂ-પરે,
તડકો નમતાં બેઠા વાગોળે છે મૃગો જ્યહી. ૫૨

જાગતા અગ્નિના આક્ષી, હવિ સુગંધિ ધૂમ જ્યાં
ચડે વાએ કરે શુદ્ધ, આવનાર અતિથિને. ૫૩

'વિસામો અશ્વને દ્યો' એ આજ્ઞા સારથીને દઈ,
રાજા ઉતારી પત્નીને પોતે રથથી ઉતર્યો. ૫૪

તે ન્યાયદષ્ટિના ભાર્યાયુક્ત પાલક માન્યને,
ઈન્દ્રિય સંયમી સભ્ય મુનિઓ માન આપતા ૫૫

સંધ્યાવિધિ પછી ભૂપે કીધાં દર્શન મુન્યના,
બેઠા અરુન્ધતી સાથે, અગ્નિ સ્વાહાની સાથ શું. ૫૬

નૃપે માગધી રાણીએ, તેમનાં ચરણો ગ્રહ્યા,
ગુરુ ને ગુરુપત્નીએ પ્રેમે તેને વધાવીઆ. ૫૭

આતિથ્યે ઉતર્યો જેનો થાક, તે રાજ્ય આશ્રમે,
રહેનારા મુનિને, એ મુનિ કુશળ પૂછતા ૫૮

અરિપુર જીત્યો, અર્થસ્વામી, તે અર્થથી ભરી,
વકતા શ્રેષ્ઠ વદ્યો વાણી અથર્વજ્ઞ મુનિ કને ૫૯

૫૮ રાજ્ય આશ્રમે વ૦=રાજ્ય રૂપી આશ્રમમા રહેલા તે ઋષિ જેવા પવિત્ર રાજાને ૫૯ અથર્વજ્ઞ=અથર્વ મંત્રોને જાણનારા

સાતે અંગો વિષે નિશ્ચે શુભજ સંભવે મને,
દૈવી માનુષી આપત્તિ જેની આપ નિવારતા. ૬૦

મંત્રકાર ! દૂરે શત્રુ સમાવે તવ મંત્ર તો,
દેખાતા લક્ષ્યના ભેદી વ્યર્થ મારાં શરો બન્યાં. ૬૧

હોતા ! વિધિથી અગ્નિમાં આપે હોમ્યું હવિ થતું.
અનાવૃષ્ટિથી સૂકેલા ધાન્યને વૃષ્ટિના સમું. ૬૨

સો વર્ષ જીવનારી ને નીરોગી આધિ મુક્ત છે,
પ્રજા મારી બધી, તેનો હેતુ છે તપ આપનું. ૬૩

બ્રહ્મપુત્ર, ગુરુ, ચિન્તા જેની છે આપને ઉરે,
આપત્તિ મુક્ત મુજને સદા કાં ન્હોય સંપદા. ૬૪

આપની આ વધૂથી ના યોગ્ય આત્મજ દેખતાં;
રત્નખાણ છતાં ભૂમિ દ્વીપો વાળી ન દે સુખ. ૬૫

પેખીને મારી પછીથી પિંડની હાનિ પિતૃઓ,
પિંડો સંગ્રહવા લાગે, શ્રાદ્ધે સંતોષી ના જમે. ૬૬

મારી પછીથી દુર્લભ માની મારું દીધું જલ
પીએ છે પિતૃઓ કોકરાવણું નિઃશ્વાસથી નિજ. ૬૭

૬૦ સાતે અંગ=સ્વામી, અમાત્ય, સુહૃદ, કોષ, રાષ્ટ્ર, દુર્ગ, અને બલ (લશ્કર) ૬૧ દૂરે=આઘેથી પણ ૬૬ મારી પછીથી પિતૃઓને પિંડ મળવાની આશા નથી, કારણ કે મારે પુત્ર નથી. ૬૭ તેમના ગરમ નિઃશ્વાસથી તર્પણનું જલ દૈ૬ ઉનું બને છે.

યજ્ઞથી શુદ્ધ આત્માનો હું તો ઝાંખો પ્રજા વિના,
તેજસ્વી તેજથી હીન લોકાલોક ગિરિ સમો. ૬૮

તપ ને દાનનું પુણ્ય સુખ દે પરલોકમાં,
દે કલ્યાણ ઉભે લોકે સંતતિ શુદ્ધ વંશની. ૬૯

અહીં, જાતે સીંચ્યા સ્નેહે ફલહીન તરુ સમા,
પ્રજાહીન મને દેખી દુઃખી આપે ન શું થતા? ૭૦

માનો દે ઋણ એ છેલ્લું સ્વામી, બહુ પીડા મને,
મર્મવેધી બંધ જેમ નહિ નાહેલ હસ્તિને. ૭૧

તે ઋણેથી છૂટું તાત! તેવું કૈં કરવું ઘટે,
ઇક્ષ્વાકુઓતણા અર્થ દુર્લભે સાધતા તમે. ૭૨

રાજાએ વિનવ્યા આમ સ્થિર રે'તા મુનિ ક્ષણ,
ધ્યાને નેત્ર મીંચી, સૂતાં મત્સ્યોવાળા સરોમમા. ૭૩

શુધ્ધ અંતઃકરણથી એમણે જોયું ધ્યાનથી,
નૃપસંતતિનું વિઘ્ન અને તેને કહ્યું વળી. ૭૪

આગે શક્રતણી સેવા કરી સ્વસ્થાનમાં જતાં,
ઉભી'તી સુરભિ તારે માર્ગે કલ્પતરુતલે. ૭૫

૬૮ લોકાલોક પર્વત એક બાજુ પ્રકાશવાળો અને બીજી બાજુ અંધકારવાળો ભાગવત પુરાણમા કહ્યો છે ૭૧ નહિ નાહેલ=ડુબકી મારીને નાહ્યા પહેલાં હાથી ખીલાથી છૂટવા બહુ આકળો થાય છે.

ધર્મલોપભયે, ધ્યાને નાહી ઉઠેલી રાણીને,
પ્રદક્ષિણા ઘટે તેને ના માન પૂરું તેં દીધું. ૭૬

તેણે શાપ દીધો "મારી અવજ્ઞા કરી તો મુજ
પ્રજાની સેવના કીધા વિના, પ્રજા ન પામીશ." ૭૭

રાજા, તે શાપ તે કે ના સાર્થીએ સુણ્યો તદા,
મત્તદિગ્ગજ ગાજંતાં સ્વર્ગંગાના પ્રવાહમા. ૭૮

તે અવજ્ઞાથી તારી આ ઇચ્છામા વિઘ્ન આવતું,
પૂજ્યપૂજાતણી ખામી આડે આવતી શ્રેયમાં. ૭૯

દીર્ઘ યજ્ઞે પ્રચેતાના હમણા હવિ કાજ તે,
ભુજગે દ્વાર દીધેલા પાતાલને વિષે વસે. ૮૦

સુરભિની પ્રતિનિધિ કરીને તેની પુત્રીને,
રીઝાવ્ય પત્ની સાથે, જો રીઝે કામદુધા જ તે. ૮૧

આમ જ્યાં વદતા હોતા તેમનું હોમસાધન,
અનિંદ્ય નન્દિની નામે ધેનુ વનથી આવતી, ૮૨

કુણી લાલટીશી જેવી ધરે કૈં વાંકું ભાલમા
ગોરા કેશ તણુ ચિહ્ન, સંધ્યાના બાલચંદ્ર શું ૮૩

કુંડા શા આઉથી દૂધ અવભૃથથીએ શુચિ
ઝરતી વત્સ દેખી કૈં ઉની ધારે સીંચે ભૂમી ૮૪

૭૮ સ્વર્ગંગા=સ્વર્ગની ગંગા=આકાશ ગંગા ૮૦ પ્રચેતા=વરુણ
૮૪ અવભૃથ સ્નાનના જલથી પણ પવિત્ર

તપઃસિદ્ધિ પૂરી તોયે વ્રતને ધ્યાનમાં લઇ,
શાસ્ત્રજ્ઞ મુનિએ તેની કીધી સેવા વને બની ૯૪

દેખાડી કુલપતિએજ પછું શાલા
ત્યાં રે'તાં વ્રત ધરતી ગૃહિણી સાથે,
શિષ્યોના પઠન થકીજ વીતી લાગી
રાત્રી તે કુશશયને સૂઇ વિતારે. ૯૫

૯૪ વને બની=વને બની શકે તેવી. ૯૫ કુશશયને=દર્ભની પથારી ઉપર

તપસિદ્ધિ પૂરી તોયે વ્રતને ધ્યાનમા લઇ,
શાસ્ત્રજ્ઞ મુનિએ તેની કીધી સેવા વને બની ૯૪

દેખાડી કુલપતિએજ પર્ણ શાલા
ત્યા રે'તા વ્રત ધરતી ગૃહિણી સાથે,
શિષ્યોના પઠન થકીજ વીતી લાગી
રાત્રી તે કુશશયને સૂઇ વિતાડે ૯૫

૯૪ વને બની=વને બની શકે તેવી ૯૫ કુશશયને=દર્ભની પથારી ઉપર.

ચારે નિધિ આંચળ ચારવાળી
ધરા શું ધેનુ સ્વરૂપે થયેલી. ૩

વ્રતાર્થ ધેનુ પગલે પળંતાં
પાછા બીજા સેવક વાળતો તે,
ન અંગનો રક્ષક અન્ય, રક્ષા
બાહુબળેથી મનુ વંશીઓને. ૪

મીઠા દઇને તૃણકોળીઆને
ખંજોળથી માંખ ઉરાડવાથી,
સ્વેચ્છાગતિને નહિ રોકવાથી
તેને રિઝાવે નૃપ ચક્રવર્તી. ૫

ઉભી રહે તો ઉભી, ચાલતાં તે
ચાલે છ, બેસે નૃપ બેસતાં તે,
તે પીતી ત્યારે જલપાન ઇચ્છે
પળે છ ધેનુપુંઠ છાય પેઠે. ૬

ચિહ્નો તજ્યાં તો પણ રાજ્યલક્ષ્મી
વિશેષ તેજેથી જણાય તેની,
જણાય છે ના મદરેખ એવો
મદે ભર્યો ભીતર હસ્તી જાણે. ૭

૩ જેને ચાર સમુદ્ર રૂપી ચાર આંચળ છે તેવી. ૭ મદની રેખા પણ બહાર દેખાતી નથી છતાં ભીતરમાં મદથી ભરપૂર હસ્તી જેવા તેને બહારનાં ચિહ્નો વિના પણ સ્વાભાવિક તેજથી રાજા તરીકે ઓળખી શકાતો હતો.

ચારે નિધિ આંચળ ચારવાળી
ધરા શું ધેનુ સ્વરૂપે થયેલી. ૩

વ્રતાર્થ ધેનુ પગલે પળંતાં
પાછા બીજા સેવક વાળતો તે,
ન અંગનો રક્ષક અન્ય, રક્ષા
બાહુબળેથી મનુ વંશીઓને. ૪

મીઠા દઇને તૃણકોળીઆને
ખંજોળથી માંખ ઉરાડવાથી,
સ્વેચ્છાગતિને નહિ રોકવાથી
તેને રિઝાવે નૃપ ચક્રવર્તી. ૫

ઉભી રહે તો ઉભી, ચાલતાં તે
ચાલે છ, બેસે નૃપ બેસતાં તે,
તે પીતી ત્યારે જલપાન ઇચ્છે
પળે છ ધેનુપુંઠ છાય પેઠે. ૬

ચિહ્નો તજ્યાં તો પણ રાજ્યલક્ષ્મી
વિશેષ તેજેથી જણાય તેની,
જણાય છે ના મદરેખ એવો
મદે ભર્યો ભીતર હસ્તી જાણે. ૭

૩ જેને ચાર સમુદ્ર રૂપી ચાર આંચળ છે તેવી ૭ મદની રેખા પણ બહાર દેખાતી નથી છતાં ભીતરમાં મદથી ભરપુર હસ્તી જેવા તેને બહારના ચિહ્નો વિના પણ સ્વાભાવિક તેજથી રાજા તરીકે ઓળખી શકાતો હતો.

ચારે નિધિ આચળ ચારવાળી
ધરા શું ધેનુ સ્વરૂપે થયેલી ૩

વ્રતાર્થ ધેનુ પગલે પળતા
પાછા બીજા સેવક વાળતો તે,
ન અંગનો રક્ષક અન્ય, રક્ષા
બાહુબળેથી મનુ વંશીઓને ૪

મીઠા દઇને તૃણકોળીઆને
ખજોળથી માખ ઉરાડવાથી,
સ્વૈરછાગતિને નહિ રોકવાથી
તેને રિઝાવે નૃપ ચક્રવર્તી ૫

ઉભી રહે તો ઉભી, ચાલતા તે
ચાલે છ, બેસે નૃપ બેસતા તે,
તે પીતી ત્યારે જલપાન ઇચ્છે
પળે છ ધેનુપુઠ છાય પેઠે ૬

ચિહ્નો તજ્યા તો પણ રાજ્યલક્ષ્મી
વિશેષ તેજેથી જણાય તેની,
જણાય છે ના મદરેખ એવો
મદે ભર્યો ભીતર હસ્તી જાણે ૭

૩ જેને ચાર સમુદ્ર રૂપી ચાર આચળ છે તેની. ૭ મદની રેખા પણ બહાર દેખાતી નથી છતા ભીતરમા મદથી ભરપૂર હસ્તી જેના તેને બહારના ચિહ્નો વિના પણ સ્વાભાવિક તેજથી રાજા તરીકે ઓળખી શકાતો હતો

શું ડારતો હિંસક પ્રાણીઓને. ૮

પાસે રહેતા સહુ સેવકોને
વળાવિયા તેહ વરૂણ જેવે,
તેની કનેનાં દ્રુમ બોલતા "જી"
ઉન્મત્ત પક્ષી ગણુને નિનાદે. ૯

મરુત્સખા શા નૃપ પૂજ્ય એને
સમીપ જાતાં મરૂતે ઝુલંતી,
ફૂલો થકી બાલલતા વધાવે
શુભાક્ષતેથી પુરકન્યકા શું. ૧૦

તે ચાપધારીનું દયાર્દ્ર ભાવ
દર્શાવતું અંગ નિશંક ચિત્તે,
નિહાળી લેતી ફળને વિશેષ
વિશાળ નેત્રોનું મૃગાંગનાઓ. ૧૧

છિદ્રે ભર્યાં વાયુથી વાંસ ગાજ્યે
બંસી તણો અર્થ સરે છ જેને,
અરણ્યની એ અધિદેવતાઓ
ઉંચેથી ગાતી યશ શું સુણે તે. ૧૨

૧૨ વાંસના છિદ્રોમાં ભરાઇને પવન જોરથી નીકળતાં બંસી
: અવાજ ઉઠે છે.

ભર્યો ગિરિનિર્ઝર શીકરે ને
સુગંધી ડોલત તરુફૂલોથી,
સેવે છ વાયુ વ્રતશુદ્ધ, તાપે
થાકેલ ને છત્રરહિત તેને ૧૩

વૃષ્ટિ વિના એ શમતો દવાગ્નિ
વિશેષ થાતી ફલપુષ્પવૃદ્ધિ
ન નિર્બળોને બળવાન દુભે
જે જે વને પાલક એ પ્રવેશે ૧૪

દિગંતરોને કરતા પવિત્ર
ફરી બધે, સ્વસ્થપણા જવાને
સાંજે વળે અંકુર જેવી લાલ
રવિ પ્રભાને મુનિ કેરી ધેનુ ૧૫

અતિથિ, દેવો, પિતૃ કામની તે
ધેનુ પુંઠે મધ્યભૂપાલ જતો
સ તેતણા માન્યથી શોભતી એ
સાક્ષાત્ વિધિયોગથી જેમ શ્રદ્ધા ૧૬

તળાવડીથી ઉડતા ભુંડો જ્યાં,
માળા ભણી જ્યાં વળતા મયૂરો,
બેઠેલ હર્ણો હરિયાળીઓમાં
કાળા થતા તે વન જાય જોતો ૧૭

૧૪ દવાગ્નિ—વનાનલ ૧૬ જે અતિથિ દેવો અને પિતૃઓને તૃપ્ત કરવામાં ઉપયોગી થતી હતી મધ્ય ભૂપાલ=સ્વર્ગ અને પાતાલની વચમાની ભૂમિનો પાલક

આઉ તણે ભાર પહુલવેત્રી
તે ધેનુ, ને ભૂપતિ દેહ ભારે
તપોવનેથી વળવા તણો તે
શોભાવતાં મારગ રમ્ય ચાલે. ૧૮

વસિષ્ઠ ધેનુ પગલે પળંતાં
સતી વનાન્તે જતી તેની સ્હામી,
ન પાંપણેથી મટકુંય મારે
પીએ ન શું આતુર નેત્ર એને. ૧૯

નૃપે કરી આગળ માર્ગમાં ને
સ્હામી જતી ભૂપની પત્ની તેથી,
તે ધેનુ શોભે વચમાંહી, જેમ
સંધ્યા નિશાને દિન કેરી મધ્ય. ૨૦

સુદક્ષિણા અક્ષતપાત્ર ધારી
પ્રદક્ષિણા દૂઝણી ધેનુકેરી,
કરી, નમી એની પૂજે વિશાળ
સિદ્ધિતણા દ્વાર સમી મથોટી. ૨૧

અધીરી વત્સાર્થ છતાં સ્વીકારે
પૂજા રહી નિશ્ચલ તેથી રીઝયાં,
એવાં તણાં ભક્તપ્રતિ કૃપાના
ચિહ્નો જણાવે ફળ આગળેથી. ૨૨

૨૧ મથોટી=બે શિંગડાની વચમાંનો ભાગ. ૨૪ એવાં=નંદીની ગાય જેવી પવિત્ર વ્યક્તિઓ

ચાપી પદોને ગુરુદંપતીના
સંધ્યા કરી, બાહુથકી અરિને
ઉછેદનારો નૃપ, દૂઝણી તે
દોહ્યા પછી બેસતી ધેનુ સેવે ૨૩

બલિ અને દીપ કને મૂકી, તે
બેઠા પછી પત્નીસમેત બેએ
સૂએ ક્રમે તેહ સુતા પછી ને
પ્રભાત સૂઇ ઉઠી કેડ ઊઠે ૨૪

પવિત્ર કીર્તિ, મહિષીની સંગે
પ્રજાર્થ આવું વ્રત પાળનારા
તે દીનના રક્ષક યોગ્યને ત્યાં
વીતી ગયા છે દિન એકવીશ ૨૫

બીજે દિને સેવકભાવ એનો
પરીક્ષવાને મુનિકેરી ધેનુ
ગંગા તણા ધોધ કને, પ્રવેશી
કુંજા તૃણાળી હિમશૈલખીણે ૨૬

એને હણ્યાનો મન ના વિચારે
કરી શકે હિંસક, તેથી રાજા
ખૂણી જુએ શૈલની ત્યાં અચિન્તી
દે ત્રાપ, તેને સિંહ જોર ઝાને ૨૭

૨૪ ખરી પ્રાત ચર્યા અનુસાર સેવકને સંધ્ય ઉઠ્યા પહેલા ઊઠવુ આવશ્યક ગણાય પણ મહાકવિ પાઠમ લીધાનો ઉલ્લેખ કરે છે

શુશ્રા ઉઠંતા પડઘાથી દીર્ઘ
આક્રંદ એને ગિરિપેં હરેલી,
તે આર્તબન્ધુ ભૂપ કેરી દૃષ્ટિ
ખેંચી રસીથી ગ્રહીનેજ જાણે. ૨૮

ધનુષ્યધારી નૃપ લાલવર્ણી
ધેનુ પરે સિંહ ઉભેલ જોતો,
ગિરિતણી ગેરુથી લાલ ટુંકે
ખીલ્યું ન શું લોદ્રર કેરૂં વૃક્ષ. ૨૯

ઝાંખો પડી, શાર્દૂલગામી સૌનો
વિશ્રામ, ઉચ્છેદક દુશ્મનોનો,
ભાથેથી ઇચ્છે શર કાઢવાને
સહારવા તે વધયોગ્ય સિંહ. ૩૦

પ્રહારતાં દક્ષિણ હસ્ત, તેની
નખપ્રભાથી શરપીછ શોભે,
ચોંટી રહે આગળી પીછ માથે
હસ્તે દીસે ચિત્રપ્રયોગ જેવો. ૩૧

૨૮ આક્રદ એને=એના આક્રંદે ચીસે (કર્તૃપદ છે) રસી=લગામ=દોરડું. ૩૦ શાર્દૂલગામી=સિંહ જેવી ચાલવાળા. સિંહ=સિંહને. ૩૧ પ્રહારતા=મારતા.

ચોંટી રહ્યો હાથ વિશેષ કોપ્યો
સમીપ પીડાકરને અડી ના
શકયા સ્વતેજે, ઉરમાં બળતો
મંત્રૌષધે બાંધી લીધો શું સર્પ? ૩૨

આર્યોતણો પૂજ્ય મનુકુલે જે
ધજ સમો વિસ્મિત આ દશાથી
તે સિંહ શા શૂરપ્રતિ કહે છે
મનુષ્યવાણી સિંહ ધેનુ સાહી. ૩૩

રે'વા જ દેને શ્રમ તું મહીપ
અહીં પ્રયોજ્યું શર વ્યર્થ જાશે
"ઉખેડવાને તરુ જે સમર્થ
તે વાયુનો વેગ વૃથા ગિરિમાં. ૩૪

"કૈલાસ શા શ્વેત વૃષે ચડંતાં
પદો અડયે પાવન પીઠવાળો
શંભુ તણો દાસ, નિકુંભ કેરો
છું મિત્ર, કુંભોદર નામનો હું. ૩૫

૩૧ તેના નખોનું તેજ બાણના પીંછાને રંગતું હતું. હસ્તેન્ન હાથ પણ. ૩૨ જે પોતાની શકિત (તેજ) પાસેજ રહેલા પોતાના (પીડાકર) દુશ્મનને કાંઇ કરી શકતી ન હતી, તેજ શકિતના તાપથી બળતો. મંત્રૌષધે=મંત્ર અને ઔષધે. ૩૩ સાહી=પકડીને ઊભેલો ૩૫ પદો=શંકરના ને પાર્વતીના.

જુએ તું આ આગળ દેવદારુ
એ શંભુનો પુત્ર લીધેલ ખોળે,
જે હેમકુંભો સમ સ્કંદમાના
સ્તને ઝરંતા પયનો રસજ્ઞ. ૩૬

કયારેક ગંડસ્થલને ઘસંતાં
એની ઉખેડી વનહસ્તિ છાલ,
ઉમા રડયાં એ નિરખી; વિંધાયા
દૈત્યાસ્ત્રથી સ્કંદજ હોય તેમ. ૩૭

તિહારથી આ ગિરિની ગુફામાં
શિવે, ડરાવા વનના ગજોને,
મને બનાવી સિંહરૂપ રાખ્યો
વૃત્તિ કરૂં હાથપડ્યા જીવોથી. ૩૮

ભૂખ્યો હું આ છે બસ તૃપ્તિ માટે
આવી મળ્યું રક્તનું ખાજ આપે
પ્રભુની નિર્મેલ પળો પ્રમાણે
રાહુ કને જેમ અમી શશીનું. ૩૯

લજ્જા તજીને વળ તેથી પાછો
ગુરુ પ્રતિ તેં બહુ ભક્તિ દાખી

૩૬ સ્કંદમાના=પાર્વતીના. ૩૭ જાણે પોતાના પુત્ર સ્કંદજ દૈત્યનાં બાણોથી વિંધાયા હોય તેમ ઉમાએ શોક કર્યો.

બચે ન જે શસ્ત્રથી, તે હણાતા
ધનુર્ધરાનો યશ ના ઘટે કે ૪૦

અગર્વ આવા વચનો સુણીને
મૃગેન્દ્ર કેરા, મનુજેન્દ્ર ને ત્યા
શિવ પ્રભાવે શર થભ્યુ જાણી
ઓછી થતી આત્મપ્રતિ અવજ્ઞા ૪૧

થભી ગયો વજ્ર વછોડતાજ
શ્રી શભુને જોઇ મહેન્દ્ર, તેમ
પ્રફુલ્લાજ થભેલ શરપ્રયોગે
થૈ યત્નમા નિષ્ફળ કોઇ એને, ૪૨

ચેષ્ટા વિનાનો હુ તને કહુ કે
મૃગેન્દ્ર છે તે હુસવાજ જેવુ,
જીવોનુ અતર્ગત જાણતો તુ
તેથી કહુ હું ઉરભાવ મારો. ૪૩

૪૦ જે શસ્ત્રથી બચી શકતુ નથી ૪૨ શકરને ભાળીને જેમ મહેન્દ્ર પોતે વજ્ર મૂકતા થભી ગયો હતો તેમ પોતે પણ આ એકજ વાર બાણ વાપરતા થભી જવાથી યત્નમા નિષ્ફલ થયો છે એમ જાણી

માશય એ વન્દ્ય ચરાચરોના
સર્ગ સ્થિતિ ને લયના વિધાતા,
છતાં ન સામે ધન આ લુંટાતું
મેં અગ્નિહોત્રી ગુરુનું ખમાતું. ૪૪

કૃપા કરી, ભોજન તાત મારા
શરીર કેરૂં કરી તેથી આજે,
જેનું જુએ વાછરૂં વાટ સાંજે
તે ધેનુ આ મૂક મહર્ષિની તું, ૪૫

ગિરિગુફાનો સહુ અન્ધકાર
દાઢો તણે કીર્ણ વિદારતો તે,
ભૂતેશનો કિંકર ભૂપતિને
જરા હસીને વળી એમ કે'છે. ૪૬

આ એક ચક્રી જગ કેરૂં રાજ્ય,
નાની વયે, સુંદર આ શરીર,
થોડાજ માટે બહુ ત્યાગવાને
ઇચ્છે, મને તું મતિમૂઢ લાગે ૪૭

તારે દિલે ભૂત-દયા વસે જો
મર્યે તું થાશે સુખી એક ધેનુ,

૪૪ વન્દ્ય=પૂજ્ય. ૪૫ જેનું વત્સ સાંજે એની ઘેર આવ્યાની વાટ જુએ છે.

જીવીશ તો નિત્ય ઉપદ્રવોથી
પ્રજેશ, રક્ષીશ પ્રજા, પિતા શું ૪૮

જો દોષથી કોપિત અગ્નિ જેવા
આચાર્યએ એકજ ધેનુવાળા—
થી બ્હી, શકે ક્રોધ ઉતારી એનો
ઘડા સમા આઉની ધેનુ સો દે ૪૯

તો રક્ષને, શ્રેય પરંપરાનું
ભોક્તા, બળેથી ભર્યું આ શરીર,
સમૃદ્ધ સામ્રાજ્ય, મહેન્દ્રરાજ્ય
વચ્ચે, ન ભૂસ્પર્શથી અન્ય ભેદ ૫૦

કહી રહ્યો જ્યા મૃગરાજ, એવું
તેનો ગુફામા પડઘો પડ્યાથી,
શૈલેય પ્રેમેથી મહીપતિને
મોટેથી એ અર્થજ કે છ જાણે ૫૧

એ શંભુના કિંકર કેરી વાણી
સુણી વળી ભૂપ દયાળુ કે છે,

૫૦ શ્રેય પરંપરાનું ભોક્તા=અનેક સુખો અને કલ્યાણ ભોગવવાને સરજાયેલું. સમૃદ્ધિવાળું સામ્રાજ્ય એ ઇન્દ્રના રાજ્ય જેવું છે એમા માત્ર પૃથ્વી ઉપરે રહેવાનું એટલોજ ફેર છે.

તેણે ગ્રહી ભેભીત ચક્ષુવાળી
ધેનુ નિહાળી રહી એની સામે ૫૨

'ક્ષતેથી રક્ષે જીવ' એમ ઉચ્ચ
જગે થયો ક્ષત્રિય શબ્દ રૂઢ,
જ્યાં ઉલટી વૃત્તિ શું રાજ્ય કેરો
છે અર્થ ? નિન્દાહત પ્રાણનો વા? ૫૩

શકું રિઝાવી મુનિને હું કેમ
બીજી બહુ દૂઝણી ધેનુ આપી ?
ન ન્યૂન છે આ સુરભિથી લેશ,
હણી શકે શંભુ બળે તું એને ૫૪

સ્વદેહ ફેરૂ દઇ મૂલ્ય એને
છોડાવવી તારી કનેથી યોગ્ય,
ન આ રીતે ભોજન હાનિ તારે
મુનિક્રિયામાં નવ વિઘ્ન આવે ૫૫

ઘણો કરે તું શ્રમ દેવ-દારૂ
અર્થે, તું એ સેવક જાણતો કે,

૫૨ ભેભીત=ભયથી વિકળ થયેલા જ્યાં ઉલટી વૃત્તિ=જો એ પ્રમાણે રક્ષા બની ન શકે તો નિન્દાહત=નિન્દાથી મલિન=દુષ્ટ થયેલા

રક્ષાર્થે સોંપેલ હણાય જ્યારે
સાજા શું મ્હોં લે જવું સ્વામિ પાસે ? ૫૬

વળી મને માન અવધ્ય તું જો
દયાળુ થા ને યશરૂપી દેહે,
ભૌતિક, નક્કીજ વિનાશી દેહે
આસ્થા ન મારા સરખા જનોને. ૫૭

કહે થતી વાત કર્યાથી મૈત્રી
વને મળ્યા આપણને થઇ તે,
તો શંભુના કિંકર, કેલવી ના
ઘટે, વિનંતિ મુજ આ સખાની. ૫૮

ભલે કહે જયા સિંહ, તુર્ત છુટે
તે હસ્તનું થંભન ને દિલીપ,
મૂકી દઈ શસ્ત્ર સ્વદેહ તેને
સમર્પતો પિંડ શું માંસ કેરો. ૫૯

અધોમુખે સિંહની ઉગ્ર ત્રાપ
કલ્પંત તે ભૂપની ઉપરે તો
વેરેલી વિદ્યાધરના કરેથી
તેજ ક્ષણે પુષ્પની વૃષ્ટિ થાતી. ૬૦

૫૭ યશ રૂપી શરીર ઉપર દયા રાખીને મારા યશનેજ બચાવી લે. ૫૮ કહે=ગોઠો કહે છે કે ૫૯ થંભન=જડપણું. ૬૦ કલ્પંત=કલ્પતા=પોતાના ઉપર થવાનું ધારતા.

અમી સમી "વત્સ તું થા ઉભો" એ
સુણી ઉઠી વાણી ઉભો થતો તે
સ્વમાત પેઠે પયને ઝરતી
ધેનુજ દેખે નૃપ, સિંહને ના. ૬૧

વિસ્મે થતાને પછી કે'છ ધેનુ
માયા રચી સાધુ તને કસ્યો મેં,
ઋષિ પ્રતાપે નહિ મૃત્યુ મારી
મને શકે કેમ શિકારી અન્ય ? ૬૨

હું પે દયાને ગુરૂભક્તિથી હું
તૂઠી છું તારી પર માગને કૈં,
ન માત્ર હુ દૂધજ આપનારી
રીઝું હું તો કામદુધાજ જાણ. ૬૩

જોડી કરો, યાચક પૂજનારો
સ્વહસ્તથી વીરનુ નામ જીત્યો,
યશસ્વી તે મ્હાન સુદક્ષિણાથી
સ્વ-વંશ—વૃધ્ધિકર પુત્ર યાચે. ૬૪

સંતાનકામી નૃપને "તથાસ્તુ"
ભણી, પછી દૂઝણી ધેનુ એહ,
આજ્ઞા કરે વત્સ તુ મારૂં દૂધ
દોહી લઇને પડિઆ મહી, પી ૬૫

૬૩ કામદુધા=કામને પૂરનારી અથવા આપનારી. ૬૫ સંતાન કામી=પુત્રને માગનાર.

મા, વત્સનું તેમજ હોમ કેરૂં
જે શેષ રે'શે પય તે મુનિના,
આજ્ઞા લઇ ઇચ્છું હું માગ લેવા
પાળી ભૂમિનો જ્યમ ભાગ છઠ્ઠો  ૬૬

નૃપે કરી આવી વિનતિ ત્યારે
વિશેષ થાતી મુનિ ધેનુ રાજી,
આવે વિના કૈં શ્રમ તેની આગે
હિમાદ્રિની ખીણુથી આશ્રમે તે  ૬૭

ખીલ્યા શશીશા મુખનો ભુપાલ
આચાર્યને તેની કૃપા નિવેદે,
ને હર્ષને લક્ષણુ જાણિયું તે
કહે પ્રિયાને વચને ફરી શું ? ૬૮

તે સાધુનો ભક્ત અનિન્દિતાત્મા
એ વત્સ ને હોમવુ શેષ પીતો,
તૃષ્ણા બહુથી પય નંદિનીનું
શું શુભ્ર કીર્તિ ગુરૂની રજા લે  ૬૯

પ્રીતે કરાવી વ્રત પારણુંને
પ્રમાણુને યોગ્ય શુભાશિષો દે,

૬૯ જે તેની કીર્તિના જેવુ શુદ્ધ હતુ અથવા જાણે પોતે શુદ્ધ કીર્તિ પીતો હોય તેમ

સ્વરાજધાની પ્રતિ દંપતીને
વળાવિયાં સંયમી શ્રીવસિષ્ઠે. ૭૦

પ્રદક્ષિણા આચરી અગ્નિહોત્રે
અરુન્ધતીની પતિકેડ, વત્સ,
સહિત તે ધેનુની, ભૂપ જતો
સુમંગલોથી અદકા પ્રભાવે. ૭૧

રાજા ખખેડાટરહિત મીઠા
શબ્દો કરતાં રથથી, સહિષ્ણુ
જતો સ્વપત્ની સહુ માર્ગ જાણે
થયેલ સંપૂર્ણ મનોરથે જ ૭૨

વ્રતે પ્રજાર્થે વપુ કષ્ટનાર
નવા ઉગ્યા ઓષધિનાથ જેવા,
અતૃપ્ત નેત્રે થકી પીતી એને
પ્રજા ન દીઠાથી અધીર આઝી ૭૩

શ્રીમાન ને શક્રસમો ધ્વજાથી
સજ્યા પુરે જાય, જનો વધાવે,
ને શક્તિમા શેષ સમી ભુજાથી
ફરી ધરે ધૂંસરી ભૂમિ કેરી. ૭૪

૭૧ સુમંગળો=સારી આશિષો ૭૨ રથ અને મનોરથ બંને રાજાને અનુકૂલ બનાવ્યા છે

જયમ નયનથી જન્મ્યા અત્રિના તેજને દ્યૌ
જયમ અનલનું ઓકયું ઇશનું વીર્ય ગંગા,
નૃપતિકુલ નિભાવા રાણીએ ગર્ભ ધાર્યો
પરિપુરણ મહત્વે લોકપાલો બધાના. ૭૫

૭૫ દ્યૌ=આકાશ ચન્દ્રની ઉત્પત્તિ અત્રિના નેત્રથી મનાય છે. અગ્નિને સહન કરવુ પડેલુ, શંકરનું વીર્ય અગ્નિએ ગંગામા ઓકી કાઢ્યુ હતું. (કુમાર સભવ)

# સર્ગ ત્રીજો.

## રઘુનો રાજ્યાભિષેક.

સ્વામીતણું ઇષ્ટ ન શું ઉદે થયું
સખી તણા નેત્રની કૌમુદી સમું,
ઇક્ષ્વાકુઓને કુલવૃદ્ધિ સૂચક
સુદક્ષિણા દોહદચિહ્ન ધારતી ૧

થોડાં ધરતી કૃશ અંગ ભૂષણો
જણાય તે લોદ્ર શા ફિક્કા મુખે,
તારા ગણ્યા, અલ્પ પ્રભા શશિની જ્યા,
પરોઢિયા પાસતણી નિશા સમી, ૨

માટીથકી મ્હેકતુ એહનું મુખ
એકાત સૂંધી નૃપ તૃપ્ત ના થતો,
હાથી શુ સૂઘી વનની તળાવડી
ગ્રીષ્માન્ત સીચેલી પયોદબિન્દુથી. ૩

૩ સગર્ભા સ્ત્રીઓને માટીનુ દોહદ થાય છે ગ્રીષ્માન્ત=ઉનહાળો પૂરો થતા પયોદબિન્દુ=વાદળામાથી ટપકતા ટીપા

મહેન્દ્ર સ્વર્ગ જ્યમ, પુત્ર માણશે
ભૂમિ, દિગન્તો સુધી ખડતો રથ,
તેથીજ એના અભિલાષમાં મન
પ્હેલાં ધરે છે તજી અન્ય સૌ રસો. ૪

લજ્જાથી ના કૈં મુજ પાસ માગથી
માગી શકે વસ્તુવિષે સ્પૃહા છતાં,
વિચારી એ કોસલરાજ ભાવથી
પ્રિયા સખીને પુછતો વળી વળી. ૫

પીડા થતાં દોહદ દુઃખ કેરી તે
માગેછ જે જે સહુ તે મળ્યું જુએ,
ચાપે ચઢાવે નૃપ દોરી જ્યાહરે
ન ઇષ્ટ સ્વર્ગેથીય લેવું દુર્લભ. ૬

જતાં વ્યથા દોહદ કેરી ઉતરી
સુપુષ્ટ અંગેથી વિશેષ શોભતી,
લતા જુનાં પત્ર ખર્યાં પછી જ્યમ
દીપી રહે સુંદર પલ્લવો ફુટી. ૭

દિનો જતાં પુષ્ટ વિશેષ તેહનું
કાળી જરા ડીંટડીનું સ્તનદ્વય,
ભૃંગે છવાયેલ સરોજના રૂડા
બે કોશની ઝાંખી કરે છ કાંતિને. ૮

૪ જેમ મહેન્દ્ર સ્વર્ગને ભોગવે છે તેમ. એના=ભૂમિના, માટીના

ગર્ભે નિધિને ધરતી મહી સમી
મહીં છુપ્યા પાવકવાળી શું શમી,
નીચે વહુંતા જળની સરસ્વતી-
શી રાણીને ગર્ભવતી નૃપે ગણી. ૯

પ્રિયાપ્રતિ પ્રેમ, ઉદાર દીલને,
ભુજે જીતી વ્યાપ્ત દિગંત ઋદ્ધિને,
સંતોષને યોગ્ય ક્રમે થકી નૃપે
કરી પછી પુંસવનાદિ સૌ ક્રિયા. ૧૦

દેવાંશી એ ગર્ભતણાજ ભારથી
ઉઠંતી તે માંડ નિજાસને થકી,
સ્વેદથી ભીજે કર બેઉ જોડતાં,
ભમંત નેત્રો નિરખી રીઝે નૃપ, ૧૧

શિશુ-ચિકિત્સામહીં સુજ્ઞ વૈદ્ય ને
સંબંધિઓએ કરી ગર્ભની ક્રિયા
પ્રસૂતિકાળે નૃપ ભાળી એહને
ઘને છવાયા નભ શી ખુશી થતો. ૧૨

રવિથી જુદા, વળી ઉચ્ચસ્થાનના,
પાંચ ગ્રહો જેનું સુભાગ્ય દાખતા,

૯ શમી=ખીજડી ૧૩ સૂર્યથી ભિન્ન સ્થાનમા સાથે આવેલા પાંચ ગ્રહો સૌભાગ્ય બતાવે છે.

જાયો શચી જેવી સુપૂતને, ત્રણ
પ્રકારની શકિત અખૂટ દ્રવ્ય શુ ? ૧૩

દિશા હસે, વાય સુખેથી વાયુઓ,
અગ્નિ ગ્રહે છે હવિ સવ્ય-ઝાળથી
સહુ જણાવે શુભનેજ એ સમે-
એવા તણો જન્મ જનો દયાર્થેજ. ૧૪

પ્રસૂતિશય્યા ફરતા ફરી વળ્યા
સુપુત્ર કેરા પ્રસરત તેજથી
નિશાપ્રદીપો બની તેજહીન સૌ
ચિત્રે લખેલા સરખા થઇ રહ્યા ૧૫

અમી સમા અક્ષરવાળી પુત્રની
વધામણી આપતી દાસીને ત્રણ
ભૂપાલને ફક્ત અશકય આપવા
બે ચામરો ને શશિગૌર છત્રજ, ૧૬

નિવાતમાંના સ્થિર પદ્મની સમા
નેત્રેથી પી સુદર પુત્રનુ મુખ
ન હર્ષ માતો દિલમા મહીપના
સમુદ્રમા પૂર શુ ચદ્ર—દર્શને ૧૭

૧૩ ત્રણ પ્રકાર=પ્રભાવ, મન્ત્ર, ઉત્સાહ ૧૪ સવ્ય ઝાળથી=જમણી તરફ જવાળા દેનારીને ૧૭ નિવાત=પવન વિનાની જગ્યા.

૬

મહર્ષિ એના ગુરએ વને થકી
પધારી કીધો વિધિ જાતકર્મનો
તેથી વિશેષે સુત એહ શોભતો
શાણે ચઢેલા મણિ ખાણના સમો ૧૮

સુણ્યેમિઠા મગળ તૂરિના ધ્વનિ,
વારાગના નૃત્ય પ્રમોદથી ભર્યા,
ન માગધી રાણીતણાજ મ્હેલમા,
સુરો તણા માર્ગ વિષેય ઉઠતા. ૧૯

સ્વ પુત્ર જન્મોત્સવ કાજ છોડવા
ન બંદી કો રક્ષક ભૂપને હતો.
સ્વપિતૃ કેરા ઋણ નામ બધથી
કીધો નૃપે તે થકી મુકત આત્મને ૨૦

સૌ શાસ્ત્રને, સૌ રિપુનાય પારને
તે પોચશે બાલ વિચારી અર્થના
જ્ઞાતા નૃપે તો ગમનાર્થ ધાતુથી
સ્વપુત્ર કેરૂં રઘુ નામ પાડિયું ૨૧

૧૮ શાણ=સરાણ=પાસા પાડવાનુ યન્ત્ર ૨૦ તેના કેદખાનામા કેદીજ ન હતો કે જે ઉત્સવ નિમિત્ત છોડી શકે. આત્મને=પોતાને ૨૧ તેમ=તેની રીતે ગમનાર્થ=જવાના અર્થનો ધાતુ (લઘ્ અથવાલઘ્=રઘ્ ર ને લ્ મા સસ્કૃતમા ભેદ ગણાતો નથી)

સમગ્ર સંપત્તિથી યુકત તાતના
પ્રયત્નથી, અંગ રૂડે દિને દિને
વિશેષ પુષ્ટિ ધરતો, ગ્વિતણાં
કિરણો પ્રવેશ્યે જ્યમ બાલચંદ્રમા. ૨૨

કુમારથી જેમ ઉમાવૃષધ્વજ,
જયન્તથી જે રીત શક્ર ને શચી,
સુદક્ષિણા ને નૃપતિ દિલીપ તો
તે બેઉ જેવાજ તનૂજથી ગિઝયા ૨૩

જે ચક્રવાકો સમ ભાવથી ગૂંથ્યો
ઉભે તણો પ્રેમ પરસ્પરે ઠર્યો,
વિભાગ એમાં સુત આ પડાવતો
છતાં થતો તે અદકો પરસ્પરે. ૨૪

પહેલું ધાત્રી કહ્યું વેણ બોલતો
અને ગ્રહી આગળી એની ચાલતો,
પ્રણામ જ્યારે શિખવ્યો શિરે નમી
પિતા ઉરે તે શિશુ હર્ષ પૂરતો ૨૫

અંગે અમી સીંચત એહને ધરી
ઉછંગ આનંદથી અંગમંગના,
ખૂણે મિંચાતા નયનો ભૂપાલના
ને સ્વાદ લે તે સુતસ્પર્શનો ચિર ૨૬

૨૩ બેઉ=કુમાર અને જયન્ત ૨૪ તે=પ્રેમ. ૨૬ સીંચત= સીંચતા

ગણે છ એ ઉત્તમ પુત્ર જન્મતાં
સ્થિતિ તણો પાલક વંશને સ્થિર,
ગુણો વિષે મુખ્ય, જુદા સ્વરૂપથી
પ્રજેશ માને સ્થિર જેમ સૃષ્ટિને. ૨૭

કરી ક્રિયા ચૌલની, ચોટી ઉડતા
અમાત્ય પુત્રો નિજ જેવડા સહ
લિપિતણા જ્ઞાનથી તે પ્રવેશતો
વિદ્યા, નદીના મુખથી શું સાગરે. ૨૮

જનોઇ દૈને ગુરુ જ્ઞાનવાન જે
ગુરુતણા એ પ્રિયને પઢાવતા
ન એક એ નિષ્ફળ યત્ન એમનો
ક્રિયા ફળે પાત્ર વિષે પ્રયોજતા. ૨૯

સૌ બુદ્ધિકેરા ગુણથી સુજાણ એ
ચારેય વિદ્યા નિધિ ચારની જ્યમ
વટ્યો, છ વાયુથી વધુ ઉતાવળા
હયે વટે જેમ દિશા દિશાપતી. ૩૦

પવિત્ર ધારી મૃગચર્મ તે શિખ્યો
પિતા કને મંત્ર સમેત અસ્ત્રને

૨૭ સૃષ્ટિ=સંસાર=જગતની સ્થિતિ ગુણો વિષેમુખ્ય=સત્વગુણ. જુદા સ્વરૂપથી=વિષ્ણુ રૂપથી. ૩૦ વટ્યો=પાર ઉતર્યો હયે=ઘોડાથી વટે=ઓળગે દિશાપતિ=સૂર્ય.

ન તાત એ ફક્ત અજોડ ભૂપતિ
ધનુર્ધરોમાં પણ અગ્ર એ હતો ૩૧

થતો ક્રમે વત્સ પ્રચંડ આખલો
માતંગ થાતું મહનીયું જે રીતે,
રઘુ વટી શૈશવને જુવાન થૈ
ગભીરને સુંદર દેહ ધારતો. ૩૨

પછી પિતાએ ઉતરાવી વાળને
વિવાહ એના તણી ઉજવી વિધિ
નરેન્દ્રકન્યા શુભ સ્વામિ એ મળ્યે,
શશીથકી દક્ષસુતા શી શોભતી. ૩૩

યુવા, ભુજો દીર્ઘ ધુરા સમા, વડા
ખભા, ભરી ગર્દન છાતી પાટશી,
રઘુ વધ્યો તાતથી અંગવૃદ્ધિમાં
છતાં જણાતો વિનયેથી ન્યૂન તે. ૩૪

પછી વડી લોકની જે ધુરા ધરી
આપે લઘુ કૈં કરવા વિચારથી,
સ્વભાવસંસ્કારી ભણેલ એહુને
નૃપે નવાજ્યો યુવરાજ નામથી. ૩૫

ગુણાર્થિ લક્ષ્મી, નૃપ નામના મૂળ
સ્થળે થકી ગૈ યુવરાજ નામને

૩૬ ગુણાર્થી =ગુણને શોધતી

સ્થળે, કંઇ અંશથી, જેમ અબ્જથી
નવા ઉગેલા કમલે પ્રવેશતી. ૩૬

વાયુ સમા સારથિથી હુતાશ શું
અને વિખાતાં ઘન જેમ ભાસ્કર
ફુટયેથી ગંડસ્થળ જેમ મેગળ
થતો વધુ દુઃસહ તેહથી નૃપ. ૩૭

નૃપે કીધો રક્ષક યજ્ઞઅશ્વનો
જતા કુમારો બહુ ધન્વી પાછળ,
શતક્રતુની સરખે નવાણું તો
નિર્વિઘ્ન કીધા પરિપૂર્ણ યજ્ઞને ૩૮

ત્યારે પછીથી યજમાન એ તણા
છોડેલ તે બન્ધનમુકત અશ્વને
ધનુર્ધરો રક્ષક સર્વ દેખતાં,
હરી ગયો ગુપ્ત રૂપે સુરેશ્વર. ૩૯

કુમારનું સૈન્ય ઉભું છ વિસ્મિત
વિષાદથી દિડમૂઢ જેવું તે સમે,
પ્રસિદ્ધ શકિતની વસિષ્ઠ ધેનું ત્યાં
અચાનકે આવી ચડેછ નંદીની, ૪૦

અંગેથી એના ઝરતું શુચિ જલ
અડાડયું આંખે રઘુ સંતમાન્ય એ,

૩૬ અબ્જ=મોટું કમલ. ૩૮ ધન્વી=રઘુ શતક્રતુ=ઇન્દ્ર ૪૧ શુચિ જલ=ગોમુત્ર.

ત્યાં ઇન્દ્રિયે દુર્ગમ વસ્તુઓ બધી
દિલીપના પુત્રની દૃષ્ટિએ પડે. ૪૧

તે પૂર્વમાં પર્વતપાંખછેદક
સુરેન્દ્રને રાજકુમાર દેખતો
વળી હરેલો હય જોતર્યો રથે,
મરતી નિવારે સહુ જેની સારથિ ૪૨

જાણી લઇ સૌ અનિમેષ નેત્રથી
ભૂરા હયોથી સુરરાજ એ ભ્રમ,
નિવારતો શું નભ સુધી પહોંચતા
ગંભીર નાદે, વચનો રઘુ કહે. ૪૩

સુરેન્દ્ર, પ્હેલો મખભાગ આપનો
સદાય એવું સહુ પંડિતો કહે,
હમેશ દિક્ષાસ્થિર તાતની મુજ
ક્રિયા વિષે વિઘ્ન શું કામ આ કરો ? ૪૪

તમે ત્રિલોકેશ્વર દિવ્ય ચક્ષુએ
ઘટે સદા એ મખવૈરી દંડવા
સ્વયં તમે વિઘ્નજ ધાર્મિકોતણા
કર્મે કરો, થાય ક્રિયા વિલોપ તો. ૪૫

૪૧ દુર્ગમ=ન જોઇ શકાતી. ૪૪ દિક્ષાસ્થિર=દિક્ષામાં, યજ્ઞ કરવામાં લાગેલા.

છે યજ્ઞનું મુખ્યજ અંગ અશ્વ આ
મહેન્દ્ર છૂટો કરવો ઘટે છ તો
બતાવનારા શ્રુતિ—માર્ગ ઇશ્વરો
અહે કદાપિ નવ નિન્ઘ માર્ગને, ૪૬

સુધીર આવાં વચનો રઘુ તણાં
સુણી સુરો સર્વનણો અધીશ્વર
કઇક વિસ્મે થઇ વાળતો રથ
અને વદે ઉત્તર આ રઘુપ્રતિ. ૪૭

છે સત્ય જે રાજકુમાર તેં કહ્યું
અરિથી રક્ષે યશને યશસ્વિઓ,
તારો પિતા યજ્ઞથી લોપવા ચહે
મારો બધો વ્યાપક વિશ્વમા યશ. ૪૮

ગણાય વિષ્ણુ પુરૂષોત્તમ સ્થળે,
મહેશ્વર ત્ર્યંબક, અન્ય કોઇના,
કહે મુનિ તેમ મને શતક્રતુ
નામો અમારા ન બિજો ધરી શકે. ૪૯

કપિલની જેમજ મેં હર્યો છ આ
તારા પિતાનો હય એજ કારણ,
પ્રયત્ન સર્વે તજી દે, ન મૂકતો
તું પાદ માર્ગે સગરાત્મજો તણે ૫૦

૫૦ સગરના પુત્રો કપિલના શ્રાપથી ભસ્મ થયા હતા. એમ ઇન્દ્ર ચેતવણી આપે છે.

પછી હસી નિર્ભય અશ્વ—રક્ષક
ફરીથી કે' આમ પુરંદર પ્રતિ,
જો તાહરો નિશ્ચય એજ શસ્ત્ર લે
ફાવીશ ના તું રઘુને જીત્યા વિના. ૫૧

મહેન્દ્રની સન્મુખ આમ બોલીને
ચઢાવતો તે શરને ધનુષ્યમાં
વીરાસને અંગ વિશેષ શોભતાં
દીસે પિનાકી સરખો ઉભેલ તે. ૫૨

રઘુતણે સ્તંભન બાણુ વીંધિયો
ઉરે કરી કોપ સુરેન્દ્ર, નૂતન
પયોદવૃન્દે ક્ષણુ એક અંકિત
ધનુષ્યમાં બાણુ અમોઘ સાંધતો. ૫૩

રઘુ તણા બાહુ વિશાળ મધ્યમાં
પેસી, ભુખ્યા ભીષણુ દૈત્યરક્તના
શરે, પીધું રક્ત મનુષ્યનું વ્યમ
પૂર્વે કદી ચાખ્યું ન તેથી કૌતુકે. ૫૪

કુમાર શો પ્રાક્રમમાં કુમાર તે
મારે સ્વનામાંકિત બાણુ ઇન્દ્રને—

૫૩ સ્તંભન=સ્થિર કરનાર અથવા સોનાનું પયોદ=વાદળું ૫૪ નિર્દય એવા રાક્ષસોના લોહીના ભુખ્યા બાણે.

કરે, શચીચિત્રથી રમ્ય આંગળી
કઠોર ઐરાવત થાબડયાથી જ્યાં ૫૫

મહાન વજ્ર—ધ્વજ ઇન્દ્રનો હર્યો
બીજે શરે મોરપીછાથી શોભતે
કોપ્યો છ એની પર ઇન્દ્ર, ખેંચીયાં
એણે સુરશ્રી અલકો બળેથી શું ? ૫૬

તટસ્થ દેવો વળી સૈનિકો ઉભા
ઉભેનું જામ્યું અતિ ઉગ્ર યુદ્ધ ત્યાં
પાંખાળ સર્પો સરખા ભયાનક
નીચે ઉંચે ઉડી રહ્યા શરો બહુ. ૫૭

અખંડ વ્હેતી શર કેરી વૃષ્ટિથી
અસહ્ય તે તેજ તણા નિધાનને,
કેમે શકયો ઠારી ન ઇન્દ્ર મેઘ શું
પોતે સૃજ્યા વીજળીનાજ વહ્નિને. ૫૮

૫૫ શચી ચિત્રથી રમ્ય=ઇન્દ્રાણીએ કાઢેલી પુલપાદડીથી રૂપાળા ૫૬ વજ્ર-ધ્વજ=વજ્રના ચિન્હવાળો ધ્વજ સુરશ્રી=દેવોની લક્ષ્મી ૫૮ ઠારી=શાન્ત કરી વીજળી મેઘમાથી વાદળાના ઘસારાથીજ નીકળે એ મતનું સમર્થન છે.

રઘુ શશિખંડ સમા ફળા તણા
શરે હરિચાપની દોરી છેદતો,
કરે હરિચંદન ચોપડેલ, જે
વલોવતા સગર જેમ ગાજતી. ૫૯

ઇન્દ્રે વધ્યે ક્રોધ તજી ધનુષ્યને
વિનાશ માટે બલવાન વૈરીના
કાપી શકયુ પર્વત પાખનેય જે
ગ્રહ્યુ પ્રભામંડળ યુક્ત વજ્ર તે. ૬૦

મહા પ્રહારેથકી એહના રઘુ
પડયો મહી સૈનિક અશ્રુ સાથ, ને
પળેજ ખખેરી દઇ વ્યથા સહુ
ઉઠયો છ સૈનિકજયધ્વનિ સહ. ૬૧

તથાપિ તે શસ્ત્રપ્રહારનિર્દય
અરિ થઇને ચિર સન્મુખે ઉભો
સુરેન્દ્ર રીઝયો બળ એહને ઘણો
શુભો કરે મારગ સર્વ ઠામમા ૬૨

શક્તિભર્યું રોકી શકયા ન અદ્રિયે
આ શસ્ત્ર મારૂ સહુ તેજ ના બિજે
પ્રસન્ન તુ જાણુ મને શુ માગ તુ
વાજી વિના ? સ્પષ્ટ કહ્યુ સુરેશ્વરે ૬૩

૫૯ જે દોરી ઇન્દ્રના હરિચંદન ચોપડેલા હાથે વલોવેલા સમુદ્રની જેમ ગાજી રહેતી હતી ૬૨ શસ્ત્રપ્રહારનિર્દય=શસ્ત્ર મારવામા દયા વિનાનો. ૬૩ વાજી=ઘોડો

અધું'જ ભાથાથકી બ્હાર એ ચિઉં
રગી રહ્યું આંગળી હેમપીંછથી,
સ્વબાણુ પાછું લઇને કુમાર કે'
મધુર વાણી વદતા મહેન્દ્રને. ૬૪

પ્રભુ! ગમે ના હય છોડવોજ ને
અખંડ દિક્ષાધર તાતનો મુજ
ભલે મળે તો ફલ પૂર્ણ યજ્ઞનું
પૂરૂં થતાં કર્મ વિધિ થકી જયમ. ૬૫

સભા મહીં શંકરઅંશદુર્ગમ,
પિતાજી મારા, સહુ વાત સાંભળે
આ, આપને દૂત કહેલી તે રીતે
કેં યોજના લોકપને, થવી ઘટે. ૬૬

'ભલે' કહી પૂરી રઘુની કામના
પધારતા વાસવ આવિયા ત્યમ,
સુદક્ષિણાનો સુત એ સભાગૃહે
ફરેછ પાછો, ન અતિ પ્રસન્ન થૈ. ૬૭

મહેન્દ્રના દૂતથી વાત સાભળી
નરેન્દ્ર એને અભિનંદનો દિયે,

૬૬ શંકરઅંશદુર્ગમ=શંકરના અંશનો પ્રવેશ થવાથી જેની પાસે જઇ શકાય તેવુ નથી ૬૭ પોતાને અશ્વ પાછો ન મળ્યો તેથી રઘુ સ્હેજ અપ્રસન્ન હતો.

હર્ષે થયેલા જડ હસ્તથી અડે
વજ્રે ઘવાયેલ શરીર એહને. ૬૮

જેનું અધે શાસન માન્ય એ નૃપે
આ રીતથી યજ્ઞ નવાણું આચર્યાં
સ્વર્જીવનાન્તે સ્વરગે જવા ન શું
બનાવી જાણે પગથી પરંપરા. ૬૯

પછી વિષયથી વાળી વૃત્તિ વિધિસર પુત્રને
નૃપતિતણું તે ધોળું દૈને નિશાનનું છત્ર તે,
તપવનતરુઓની છાયે સતી સહ જૈ વસ્યો
ઘડપણ વિષે ઇક્ષ્વાકુઓતણી કુલરીતિ એ. ૭૦

## સર્ગ ચોથો.

### રઘુનો દિગ્વિજય.

તે તાતે આપીયુ રાજ્ય મેળવી વધુ શોભતો,
દિનાન્તે રવિએ મૂકયા તેજને પામી અગ્નિ શુ ૧

દિલીપ પછી ગાદીયે બેઠો એ એમ સાભળી,
ધુ ધવાતી નૃપો ઉરે પહેલાથી આગ ઊઠી શુ. ૨

રીઝી પ્રજા પ્રજા સાથે ઊ ચા નેત્રોની પંકિતથી,
ઇ દ્રધ્વજની જેવોજ ઉદય ભાળી એહુનો ૩

ગજજેવી ગતિવાળે બે સાથે કબજે કર્યાં,
સિંહાસન પિતાકેરૂ ને આખુ અરિમ ડળ ૪

૩ ઇન્દ્રધ્વજ આગનના વખતમા શરદોત્સવને વખતે એક ધ્વજ ઊભો કરવામા આવતો જેને ઇન્દ્રધ્વજ કહેતા સારી વૃષ્ટિ થવા માટે રાજાઓ તેની પૂજા કરતા.

માગ્રાન્યે સ્થાપિયા તેને પ્રભામંડળરૂપના
પદ્મના છત્રથી જાણે પદ્મા અદૃશ્ય સેવતી. ૫

બંદીજન મુખે કાલે કાલે હાજરી આપતી,
સાર્થક સ્તુતિથી સ્તુત્ય એને સેવે સરસ્વતી ૬

મનુઆદિ બીજા ભૂપે પહેલાં ભોગવી છતાં,
પતિવ્રતાની જેમજ એને સેવે વસુન્ધરા. ૭

યોગ્ય દંડ દઇ તેણે સૌ લોકોનું હર્યું મન,
ન અતિ શીત કે ઉષ્ણ દક્ષિણ વાયુની જ્યમ. ૮

એને વધુ ગુણે તાત પ્રત્યે પ્રજાની ઓછી થૈ
લગની, જેમ આંબાના મોર પ્રત્યે ફ્લોથકી. ૯

નીતિજ્ઞોએ નવા રાજાને શુભાશુભ શીખવ્યું
પ્હેલાનો પક્ષપાતી એ બીજાનો ન કદીય તે. ૧૦

ગુણો પાંચેય તત્ત્વોના વિશેષ પુષ્ટિ પામતા.
નવો રાજા થતાં તેહ સર્વ જાણે નવું થતું. ૧૧

ઇન્દુ આનંદ દેવાથી, તપન જેમ તાપથી
એમ યથાર્થ એ રાજા પ્રજાના મનરંજને. ૧૨

૫ પદ્મા=લક્ષ્મી. ૯ ફ્ળો આવ્યા પછી આંબાના મોર પર પ્રીતિ રહે નહિ ૧૦ પ્હેલાનો=શુભનો. બીજાનો=અશુભનો. ૧૨ તપન=સૂર્ય.

ભલે કર્ણાન્ત પર્યન્ત લાંબા લોચન એહનાં,
સૂક્ષ્મ કાર્યાર્થ દાખતા શાસ્ત્રનેત્રેજ તે જુએ ૧૩

રાજ્ય સ્થિર કરી સ્વસ્થ થયો ત્યાં આવી છે શરદ
પંકજ લક્ષણે યુક્ત બીજીજ રાજ્ય લક્ષ્મી શું. ૧૪

વર્ષેલાં વાદળા નાના વિખરાયે, ખમાય ના
એનો ને રવિનો તાપ સાથે સૌ દિશ વ્યાપતો. ૧૫

મેઘચાપ તજે ઇન્દ્ર, જયચાપ રઘુ ધરે,
પ્રજાઅર્થે ધરે ચાપ એમ બેઉ અનુક્રમે ૧૬

પદ્મનુ છત્રને, ખીલ્યા કાશનું ધારી ચામર,
એની કરે ઋતુ ચેષ્ટા પણ પામે ન લક્ષ્મીએ. ૧૭

પ્રસન્નમુખવાળો એ સ્વચ્છ પ્રભાતણો શશી,
બેઉ છે સરખા વ્હાલા આપે જોનાર સર્વને ૧૮

તારામા, હંસની હારે, કુમુદે શોભતે જળે,
સંપદા કીર્તિની એની જાણે વેરાઇને રહી. ૧૯

એના ગુણતણી કીર્તિ માડી કૌમારવાતથી,
શાળ રક્ષતી સ્ત્રી ગાય બેઠી શેરડી છાયડે ૨૦

તેજવાળા અગસ્ત્યને ઉદયે નીતર્યાં જળ,
રઘુના ઉદયે ક્ષુબ્ધ અરિચિત્તો બ્હી હારથી ૨૧

૧૫ વાદળા વિખરાયે રાજા ફરવા નીકળ્યો અને સૂર્ય જોરથી તપવા લાગ્યો તેથી ૨૦ શાળ રક્ષતી=શાળના ખેતરનુ રક્ષણ કરતી.

ખુંધાળા ને મદોન્મત્ત નદીના તટ તોડતા,
બળદો આચરે એનું વિક્રમ ગમ્મતે ભર્યું. ૨૨

સપ્તપર્ણની મદનાગંધની ફળીઓ અડકે,
ઇર્ષ્યાથી શું ગજો એના સાત બાજુ મદ ઝરે. ૨૩

સૂકવી માર્ગનો ગારો નદીને છીછરી કરી
પ્રયાણે પ્રેરતી એને શક્તિ પહેલાં શરદ ઋતુ. ૨૪

વાજીની શાન્તિના યજ્ઞે, વહ્નિ વિધિથી હોમીયો
જમણી ઝાળને બ્હાને હસ્તે દે જય એહને. ૨૫

પુર ને પ્રાન્તના કિલ્લા રક્ષી ચોકખી કરી પુઠ
જયાર્થ જોઇને મારૂં, જતો ષડ્વિધ સૈન્ય લૈ ૨૬

વધાવે ધાણીથી એને વયોવૃદ્ધ પુરસ્ત્રીઓ
ક્ષીરાબ્ધિ જેમ વિષ્ણુને મદરે ઉડતી ઝણે. ૨૭

પ્રાચીનબર્હિની જેવો પ્હેલા પ્રાચી દેશે ગયો
વાયુથી ઉડતી એવી ધ્વજાથી અરિ ડારતો ૨૮

રથો કેરી રજે કીધું વ્યોમ ભૂતળના સમું
મેઘો જેવા ગજે તેમ ભૂતળ વ્યોમ જેવુંજ. ૨૯

૨૩ સપ્તપર્ણ=એક વનસ્પતિ સાત બાજુ તાળવું, છાતી, બે ગંડસ્થળ, સૂંઢ, રુવાડ, અને કેડ એ સાત ઠેકાણે ૨૫ દે જય=જય થવાની આશીષ આપે ૨૬ ષડ્વિધ=હસ્તી, અશ્વો, રથો, પાયદળ, નાવિકો અને અગ્નિકો (બી.ટી)

પ્હેલું તેજ, પછી શબ્દ તેની પછી જતી રજ
પછી રથાદિકો જાતા સૈન્યએ ચતુરંગિના. ૩૦

મારવાડે થયાં પાણી, ઊતરાતી ઊંડી નદી,
અજવાળા વને થાતા એની અગાધ શક્તિથી. ૩૧

પૂર્વાબ્ધિ ભણી જતી તે સેનાને દોરતો દિસે
શંભુ જટાથી પડતી ગંગાને શું ભગીરથ. ૩૨

તેનો માર્ગ થતો સ્પષ્ટ ભૂપોથી ફલ ત્યાગતા,
ઉછેદ્યા, ભાગી નાખેલા, વૃક્ષોથી જેમ હસ્તિનો ૩૩

તે તે પૂર્વ તણા દેશો જીતતો જયશાલી એ
તાડના વનથી કાળા અબ્ધિને તીર પ્હોચતો ૩૪

ગર્વીઉચ્છેદનારા તે નદીવેગ સમાનથી
બ્રહ્મી બચાવતા જીવ નમી જૈ નેતર જયમ. ૩૫

નૌકા બળ થકી પેખ્યા વંગી ઉચ્છેદીને બળે
ગંગાના બ્હેણની વચ્ચે તે જયસ્થંભ રોપતો. ૩૬

ઉખેડી ફરી રોપેલ શાળ જેમ નમી પડી
રઘુનાં પાદપદ્મે તે ધરે ભેટ ફલો તણી. ૩૭

૩૦ તેજની ગતી શબ્દ કરતા ઉતાવળી છે. ૩૧ સૈન્યની જરૂરીઆત માટે મારવાડમા પણ નવાણો કરવામા આવ્યા. વનમા સૈન્યના પડાવ થવાથી પ્રકાશ થવાનો સંભવ છે. ૩૨ ગગા પૂર્વમા વહે છે તેથી ૩૩ ફલ ત્યાગતા=(૧) ખંડણી આપતા. (૨) જેમાથી ફલ ખરે છે તેવા. ૩૬ વગી (બગાળી) લોકો પૂર્વ નૌકા સૈન્ય ધરાવતા હોવા જોઇએ.

હાથીનો પૂલ બાંધીને સેના તે કપિશા તરી
ઉત્કલોને ચીંધ્યે માર્ગે તે કલિંગ પ્રતિ જતો. ૩૮

મહેન્દ્રને શિરે તેણે તીક્ષ્ણ પ્રતાપ થાપીઓ
ન્હાવતે જેમ અંકુશ નીશર ગજને શિરે. ૩૯

એથી હસ્તિયૂથોવાળો કલિંગ અસ્ત્ર લૈ લડયો
શિલા વર્ષંત ગિરિશુ પાંખ છેદક શક્રશો ૪૦

અરિનાં શરની વૃષ્ટિ સહી કાકુત્સ્થ તે સ્થળે
જયશ્રી વરતો જાણે મંગળ સ્નાન આચરી. ૪૧

નાગર વેલને પત્રે રચી ત્યાં પાન ભૂમિઓ
શ્રીફલમદ્યને શત્રુની કીર્તિ વીર પી જતા. ૪૨

ધર્માર્થ જય જેતા તે ભૂપે પકડી છોડિયો
મહેન્દ્રરાજને લીધી લક્ષ્મી તેની ન ભૂમિને. ૪૩

સોપારીવૃક્ષની હારવાળા અબ્ધિ તટે તટે
ન લોભી જયનો જાતો અગસ્ત્યે દાખવી દિશે. ૪૪

હસ્તિમદસુગંધી તે જળે વીરક્રીડાથકી
પતિશંકાતણું પાત્ર કાવેરી નદીને કરે. ૪૫

૩૮ કપિશા ઉતરતાં વેતજ ઉત્કલના લોકો એને નમી પડ્યા તેથી તે અગ્રગ બન્યો ૩૯ નીશર=પીડાને ન ગણકારે તેવા. ૪૦ એથી=એની સાથે. ૪૪ અગસ્ત્યના તારાની દિશામાં=દક્ષિણમાં. ૪૫ પતિ=સમુદ્ર (જે સૌ નદીઓનો સ્વામી મનાય છે) રાજા કાવેરીમાં ક્રીડા કરે તેથી સમુદ્રને નદીના ઉપર વ્હેમ થવાનો પ્રસંગ બને.

જયાર્થી તે જતાં આગે સેના મલય અદ્રિની
તળેટી ઉતરે જ્યાંહી મરચીમાં શુકો ઉડે ૪૬

એલચીના હુયે પીલ્યાં ફલોની રજ ઉડતી
ચોટે સમાન ગંધાળા ગંડસ્થળે ગજોતણે. ૪૭

સર્પભર્ડાનણા ખાડામાં બાંધ્યા ચન્દનદ્રુમે
સાંકળ તોડતા હસ્તીનાયે છુટે ન ગાળીઆ ૪૮

દક્ષિણ દિશમાં ઝાંખુ થાતુ તેજ રવિનુ એ
તે દિશે તાપ રઘુનો પાડયો તો ના સહી શકયા. ૪૯

મળતી તામ્રપર્ણી ત્યાં અબ્ધિનાં મોતી ઉત્તમ
આપે પદે પડી તેઓ જાણે સ્વયશ સંચિઓ. ૫૦

યથેચ્છ રહીને તેહ ચન્દનતરુ જ્યાં તલે
તે દિશાના સ્તનો જેવા ગિરિ મલયદર્દુરે. ૫૧

અસહ્ય બળનો અબ્ધિથી દૂર સહ્ય અદ્રિને
ઓળંગ્યો છે ધરા કેરૂ નિતંબ વસ્ત્રહીન શું. ૫૨

કોકણ જીતવા જાતા એહુના સૈન્ય તે થકી
રામાસ્ત્રથી ખસ્યો તોયે દીસે સહ્યે અડયો નિધિ. ૫૩

૪૬ પોપટને મરચા બહુ પ્રિય છે ત્યાં એલચીના છોડ પણ થાય છે ૪૮ સાપે લીધેલા ભર્ડાના ખાડા પડી રહેલા હોય છે તેમા બાધેલા હાથીના ગાળીઆ છૂટતા નથી ૫૩ સહ્યે=સહ્યાદ્રીને અડે છે. સહ્યાદ્રિથી સમુદ્ર સુધી સેના વિસ્તરી રહેવાથી પરશુ રામે સહ્યાદ્રિને ખસેડયો હતો.

ભયે ભૂષણ ત્યાગંતી કેરલની સ્ત્રીઓ તણા
કેશે એણે ભરી ચૂર્ણ સાટે સૈન્યની રેણુને ૫૪

મુરલા નદીને વાયુ ઉડલી કેતકી રજો
વસ્ત્રસુગંધ થૈ એના યોદ્ધાના કવચે ઠરી. ૫૫

ચાલતા હયનાં ગાત્રે કવચરણકારમાં
ડૂબે વાયુથી ડોલંત રાજતાલીવનધ્વનિ ૫૬

ખજુરીના થડે બાંધ્યા હાથીના મદને ઝર્યે
સુગંધી કુંભ ઉપરે ભંગો પુંનાગથી પડે. ૫૭

સમુદ્રે રામને માર્ગ માગતાં જ્યમ આપીયો
પાશ્ચાત્ય નૃપને રૂપે ખંડણી રઘુને દીધી. ૫૮

દંતેથી મસ્ત હસ્તીએ જ્યાં કોર્યું જયચિહ્ન તે
ત્રિકૂટાચળ શું એણે જયસ્તંભ ઉભો કર્યો. ૫૯

ભૂમાર્ગે પારસીકોને જીતવા તે પછી જતો
સંયમી તત્ત્વજ્ઞાને શું ઇન્દ્રિયોરૂપ શત્રુને ૬૦

યવની મુખપદ્મોનો મહોલ્લાસ ન તે સહે
પદ્માર્થે ઉગતો તાપ મેઘ અકાલનો જ્યમ ૬૧

૫૮ પાશ્ચાત્ય=પશ્ચિમના. ૬૧ યવની=પારસી રાજાઓની રાણીઓ. ૬૧ વખત વિનાનો મેઘ જેમ પદ્મો માટે ઉપયોગી તડકાને હરી લે છે તેમ તેણે રાજાઓની રાણીઓનો મદ્યજન્ય ઉત્તાપ હરી લીધો.

ચાપટંકારથી વીરો ઓળખાતા જ્યહીં રજે
તેવું ઉગ્ર કીધું યુદ્ધ પાશ્ચાત્યઅશ્વસૈન્યથી. ૬૨

ભાલે છેદેલ તેઓના દાઢીવાળા શિરોથી તે
છાઇ દે ભૂમિ શું મધમાખે ભર્યાં મધુપુટે. ૬૩

ઉતારી પાઘડી અન્ય સૌ એને શરણે ગયા
પ્રણામ માત્ર ઉપાય મોટાઓના પ્રકોપનો. ૬૪

ઉત્તમ મૃગચર્મેથી પાથર્યા દ્રાક્ષમંડપે
મદ્યથી વીર તો એના જયથાક ઉતારતા. ૬૫

કુબેરની દિશામાં તે પછી ઉત્તરના નૃપો–
ને શસ્ત્રે ગ્રહવા જાતો કીર્ણે શું જળને રવિ. ૬૬

માર્ગશ્રમ ઉતારીને આળોટી સિન્ધુને તટે
કંકુથી પૂર્ણ કેસરે સ્કંધો હય હલાવતા. ૬૭

પ્રાક્રમ રઘુએ કીધું હૂણો કેરા નૃપો મહીં
તેમની રાણીના ગાલે લાલરંગે જણાય તે. ૬૮

કાબોજો રઘુમાં એના વેગને ના સહી શકયા
ગજો બાંધ્યેથી પીડાતા અખોડો સાથ એ નમ્યા. ૬૯

૬૮ લાલરંગ=ગાલ ઉપર શોકને લીધે તાડન કરવાથી લાલ રંગ થતો હતો. ૬૯ હાથીઓ બાધવાથી અખોડનાં વૃક્ષો નીચા પડી ગયેલા તેમ તેઓ પણ નમી ગયા.

સારા અગ્રવેોથકી ભારે ધનરાશિની એમની
ભેટો કોસલ સ્વામીને પ્હોંચી ગર્વ ન પ્હોચીયો. ૭૦

અશ્વસૈન્ય લઇ જાતો ગૌરીતાત હિમાલયે
વધારતો ન શું એનાં શિખરો ગેરુની રજે ૭૧

તેના જેવા બળી ખોમાં સુતેલા ડોક વાળીને
દેખતા સિંહને થાતો સેના શબ્દે ન સંભ્રમ. ૭૨

ખર્ખર ભૂર્જમાં થાતો, વાંસથી શબ્દ કાઢતો
ગંગાબિંદુ ભર્યો વાયુ એને સેવે ૭ સાર્ગમાં ૭૩

નમેરૂ છાય બેઠેલા મૃગનાભિથી વાસિત
શિલાતલ પરે લેતા વિસામો વીર એહના. ૭૪

દેવદારૂ ગળે બાધ્યા ત્યાં હારે તેજ ફેંકતી
રાતે ઔષધીઓ લાને વિના તેલ પ્રદીપ શી ૭૫

તેણે લાગ્યા ઉતારામા ગાળીયે છાલ ઉખડયે
દેવદારૂ કિરાતોને ગજમાપ બતાવતા ૭૬

બાણો ગોફણ ગોળાથી, ઘસાતાં અગ્નિ વેરતુ
પહાડી લોકનુ થાતુ ઉગ્ર યુધ્ધ રઘુ ચકી ૭૭

૭૧ બધે ગેરૂની રજ ઉડવાથી હિમગિરિના શિખરો વધ્યા જણાતાં હતાં ૭૩ ભૂર્જ=એક વૃક્ષ. ૭૪ નમેરૂ=એક વૃક્ષ ૭૫ રાતે=બાણ ઉપર. ૭૬ દેવદારૂ સાથે હાથીઓ બાધેલા હતા તે વૃક્ષો પર પડેલા ગાળીઆના આંકા હાથીઓ કેટલા ઊંચા હતા તે બતાવતા હતા. ૭૭ રઘુનું સૈન્ય બાણો વાપરતુ અને પહાડી લોકનુ ગોફણ વાપરતુ હતું.

શરે ઉત્સવસંકેતોકેરા ઉત્સવ ટાળીને
કિંનરો પાસ બાહુની જયગાથા ગવાડતો. ૭૮

જ્યારે તે આવીયા ભેટો લૈને, અન્યોન્ય જાણીયું
નૃપે સત્ત્વ હિમાદ્રિનું, હિમાદ્રિએ નૃપાળનું. ૭૯

અચલ યશનો રાશિ રોપી ત્યા ઉતર્યો નીચે
રાવણે તોળિયા અદ્રિને જાણે શરમાવતો. ૮૦

લોહિતા ઉતર્યો ને ત્યા કમ્પ્યો પ્રાગ્જ્યોતિષેશ્વર
ગજબીલા થતાં કાળાં ચન્દનનાં તરુ સહ. ૮૧

વર્ષા વિનાય અધાર કરી દે ભાનુ છાઇ જે
રથની રજ ના તેણે ખમાણી સૈન્ય શે મહે? ૮૨

વિક્રમે ઇન્દ્રથી વત્તા તેને કામરુપેશ્વર
સેવે બીજે ઝુઝયા, કુમ્ભફુટેલા હાથીઓ લઇ ૮૩

હેમ બાજોઠ શોભાવે જે તે ચર્ણની કાંતિને
કામરૂપપતિ રત્નરૂપી પુષ્પો ધરી પૂજે ૮૪

એમ જીતી દિશાઓને વળ્યો જયી નૃપોતણા
છત્રહીન શિરો રથની રજેથીજ ઢાકતો ૮૫

૭૮ ઉત્સવસંકેતો-એક જાતિ ૮૦ રાવણે પરાભવ કરેલા કૈલાસ તરફ રઘુ ગયોજ નહિ એ કૈલાસને શરમાવા જેવુ થયુ. ૮૩ બીજે ઝુઝયા=બીજે લડેના. કુભ ફુટેલા=જેને ગંડસ્થળ ફુટ્યાં હતાં તેવા.

સર્વસ્વ દક્ષિણામાં દે વિશ્વજિત કિધો મખ
મેઘોની જેમ સતોનું લેવું તો આપવાજ તે. ૮૬

મંત્રીઓ સહિત બહુ પૂજા કરીને
હાર્યાની શરમ ભુલાવીને કકુત્સ્થે
યજ્ઞાન્તે અતિ વિરહાર્ત રાણી જેની
ભૂપોને સ્વપુરે જવા રજા દીધી છે. ૮૭

તે રેખા, ધ્વજ, વજ્ર, છત્ર, ચિન્હવાળું,
રાજાનું પદ યુગલ કૃપાથી લભ્ય,
પ્રસ્થાને નમન કરી આંગળીએ
શિરોમાળ મધુ થકી કરે છ ગોરૂં. ૮૮

૮૮ શિરોમાળ મધુ=માથાથી ઝરતું મધ.

# સર્ગ પાંચમો.

## —અજનું સ્વયંવરમાં જવું—

છે વિશ્વજિત્ યજ્ઞ વિષે લુંટાવ્યા
જેણે નિધિ તે ભૂપ પાસ આવ્યો
લેવા ગુરુયાચિત દક્ષિણાને
શ્રી કૌત્સ વિદ્વાન્ વરતન્તુ શિષ્ય. ૧
રહ્યુ નથી હેમનું, .માટીપાત્રે
તેથી લઇ અર્ઘ્ય, અમૂલશીલ
યશે રૂડા જાય અતિથિપ્રેમી
વિદ્યારૂડા તે અતિથિની સ્હામો. ૨
વિધિતણો જાણ વિધિથી પૂજી
બેસારીને આસન હાથ જોડી,
કાર્યજ્ઞ, ને અગ્રણી માન્ય સૌનો
તપસ્વીને ભૂપતિ આમ કે'છે. ૩

૧ વિશ્વજીત=એ નામનો યજ્ઞ.

છે તીવ્રબુદ્ધે, તમ મંત્રકારો.
માં મુખ્ય એવા ગુરૂ તો ખુશીને ?
જેનાથી સૌ જ્ઞાન મળ્યું તમોને
ચૈતન્ય ભાનુ થકી લોકને શું ! ૪

કાયેથી વાચાથી મનેથી નિત્ય
મહર્ષિ સંચ્યું તપ તે ત્રિવિધ
મહેન્દ્રનું ધૈર્ય સુકાવનારૂં
ન વિઘ્નથી કે ક્ષય પામતું ને ? ૫

ક્યારાતણા બન્ધન આદિ યત્ને
ઉછેરીયાં કેવળ પુત્ર પેઠે
નિવારતાં થાક, કુટિદ્રુમોને
વાતાદિ ઉત્પાત થતો નથી ને ? ૬

ખોળે મુનિને ખર્યું નાળ જેનું
પ્રીતિ બહુથી ન નિરાશ કીધા
ક્રિયોપયોગી કુશ ખેંચતાં એ
મૃગીતણાં છે શિશુ તો ખુશી ને ? ૭

નૈમિત્તિક સ્નાન બને છ જેથી
અપાય છે અંજલિ પિતૃઓને
છઠ્ઠો તટે ભાગ શિલોંછનો જ્યાં
તે તીર્થવારિ તમ ઠીક છે ને? ૮

૮ શિલોંછ=વેરાયલા દાણાઓ વીણીને ઋષિ લોકો આજીવિકા કરતા હતા, તેને શિલોંછ કહેતા.

સામો વગેરે વનધાન્યભાગ
જેમાં સમે આવી અતિથિ પામે
શું ગામનાં ઢોરજ એ તમારો
નિભાવ તો ખાઇ જતાં નથીને? ૯

રૂડું શિખાવી ઋષિ, થૈ પ્રસન્ન
ગૃહી થવા દીધી રજા તમોને?
છે આ સમો આશ્રમ એ બિજાનો
કરી શકે જે ઉપકાર સૌને. ૧૦

તમે પૂજાયોગ્ય પધારવાથી
અતૃપ્ત આ ચિત્ત ચહે છ આજ્ઞા
ગુરુની આજ્ઞા થકી, આપ મેળે
વા માન દેવા મુજને પધાર્યા? ૧૧

જે અર્ધ્ય પાત્રેથી જણાય ખાલી
એ ભૂપની સૂણી ઉદારવાણી
આશા તજી સ્વાર્થની સિદ્ધિકેરી
તેને કહે છે વરતન્તુ શિષ્ય. ૧૨

સર્વત્ર રાજા સુખ છે અમોને
તું ના થતો દુઃખ કશું પ્રજાને?
તપે રવિ જ્યાં સુધી રાત્રિ કેમ
જનો તણી દૃષ્ટિ શકેજ છાઇ? ૧૩

૧૧ અતૃપ્ત=રાજી થયાં છતાં પૂરો આનંદ તો આજ્ઞા પાળવ
થીજ થશે એમ સૂચવે છે.

પૂજ્યપ્રતિ ભક્તિ કુળે સુહાતી
વધ્યો મહાભાગ તું પૂર્વજોથી
છે એટલો ખેદ હિલે મને કે
અમો વિત્યે યાચક થૈ હું આવ્યો. ૧૪

દૈ પૂજ્યને સૌ ધન માત્ર દેહે
નરેન્દ્ર તું શેષ રહો, કણોથી
ખાલી કરેલુ વનવાસીઓએ
સામાનું રાડું ઉભું હોય તેવો. ૧૫

સમ્રાટ્ છતાં તાહરી યજ્ઞ—દાને
થયેલી આ નિર્ધનતા સુહાતી
દેવે ક્રમે પીધી શશિકલાનો
વિશેષ શ્લાઘ્ય ક્ષય, વૃદ્ધિથીએ ૧૬

ન કામ બીજુ કરૂં હું પ્રયત્ન
બીજે, ગુરૂને ધન આપવાને
ભલુ તને હો', નહિ ચાતકો એ
યાચે જલે હીન શરદ્ઘનોને. ૧૭

વળે, વદી એમ મહર્ષિ શિષ્ય
રોકી, પૂછે ભૂપતિ એહને કે',
વિદ્વાન શું વસ્તુ ચહો છ દેવા
તમે ગુરુને, વળી કેટલી તે ? ૧૮

૧૪ સમો વિત્યે=નુ ખાલી થયા પછી

વિધિ થકી યજ્ઞ કર્યાછ જેણે
છે ગર્વઆવેશ વિના છતાયે
વર્ણાશ્રમોના ગુરુ તેહને કે'
સ્વકાર્ય, તે પંડિત બ્રહ્મચારી ૧૯

'વિદ્યા પુરી મેં ભણીને ગુરુને
કહ્યુ સ્વીકારો ગુરુદક્ષિણા કે'
પરંતુ સેવા ચિરકાળ કીધી
અખંડ મેં તે બન માનતા તે ૨૦

કીધે અતિ આગ્રહ ક્રોધ લાવી
ન મારી ગુંજાશ કંઇ વિચારી
'ચૌદેય વિદ્યા સમ ચૌદ ક્રોડ
મહોર દે લાવી મને' કહે તે ૨૧

આ અર્ઘ્યપાત્રે સમજી લઇને
રહ્યો હવે તું નૃપ નામનોજ
વિદ્યાતણું એવડું મૂલ્ય દેવા
કરી શકુ આગ્રહ ના તને હું" ૨૨

વેદજ્ઞમાં ઉત્તમ એહ વિપ્રે
એવું કહ્યુ ત્યાં ઉજળો શશી શો
પાપોથી નિવૃત્તજ વૃત્તિવાળો
એને ફરી કે' નૃપ ચક્રવર્તી ૨૩

૧૯ વર્ણાશ્રમોના ગુરુ=રાજા રઘુ

"કો વેદપારંગત, ગુરૂ માટે
જે યાચતો દ્રવ્ય, રઘુ કનેથી
ખાલી ગયો દાની બીજાની પાસે
એ ના મને દો અપવાદ પ્હેલો. ૨૪

તું માહરા મ્હાન અને પ્રસિદ્ધ
અગ્નિગૃહે અગ્નિચતુર્થ જેવો
બે ત્રણ દહાડા રહે જેટલામાં
પ્રયત્નથી અર્થ હું સાધું તારો." ૨૫

ભલે કહી એવું અમોલ વેણ
સ્વીકાર્યું એનું થઇ રાજી વિપ્રે.
જાણી ભૂમિ ખાલી થઇ રઘુએ
કુબેરનુ દ્રવ્ય ચહ્યું કઢાવા. ૨૬

વસિષ્ઠ મંત્રેલ જલપ્રભાવે
સમુદ્ર, આકાશ, ગિરિવરોમાં
રોકાય એના રથની ગતિ ના
વાયુની સાહ્યે ઘન કેરી જેમ. ૨૭

સામંત જેવોજ ગણી, બળેથી
કુબેરને- જે જીતવા ચહે છે
તે સંયમી ધીર રઘુ સુતો'તો
શસ્ત્રે ભરેલા રથમાંહી સાજે ૨૮

૨૫ અગ્નિચતુર્થ-અગ્નિશાળામાં વૈદિક પ્રકારના ત્રણ અગ્નિ ઉપરાંત ચોથા અગ્નિ જેવો.

પ્રભાતમાં આદરતાં પ્રયાણ
ભંડારીઓ વિસ્મિત એહને કે'
ભંડારની મધ્ય સુવર્ણકેરી
નભે થકી વૃષ્ટિ થયાની વાત ૨૯

વજ્રેથી કાપેલી શુ મેરૂ ટૂંક
જેવોજ જે ઉજ્જવલ હેમરાશિ
હુલ્લાની ધાસ્તીથી દીધો કુબેરે
તે કૌત્સને આપીજ દીધ ભૂપે. ૩૦

એ બેઉના સત્ત્વતણી પ્રશંસા
સાકેતવાસી જન સૌ કરે છે
ગુરૂનું યાચેલુંજ અર્થી લેતો
ભૂપાળ દેતો વધુ યાચિયાથી. ૩૧

સો સો ઊટો ને વળી ઘોડીઓ જ્હે
સંપત્તિ જેની ભૂપ તે નમતો,
એને કરે સ્પર્શી ખુશી થઇને
જવા સમે કૌત્સ વદે છ વાણી. ૩૨

નવાઇ શું ભૂમિ પ્રજાની દૂઝે
સૌ કામના જ્યાં નૃપ તું સ્વધર્મી,
અમાપ દેખાય પ્રભાવ તારો
જેની કને વાંછિત આભ દૂઝે ૩૩

૩૧ સાકેત=અયોધ્યા.

સર્વે સુખો પ્રાપ્ત થવાથી તારે
છે લાભ બીજો પુનરુક્તિ માત્ર
ગુણો નમાણો તુ સુપુત્ર પામ
પામ્યો પિતા માન્ય તનેજ જેમ ૩૪

આવી રીતે આશિષ ભૂપને દૈ
ગુરુ કને એ દ્વિજ ત્યાંથી જાતો
રાજાય તેથી સુત શીઘ્ર પામ્યો
આ લોક ભાનુથી પ્રકાશ જેમ ૩૫

બ્રાહ્મે મુહૂર્તે પટરાણી તેની
કુમાર જેવો પ્રગટે કુમાર
બ્રહ્માતણા નામ પરેથી તાતે
તે પુત્ર કેરૂ અજ નામ પાડયું ૩૬

એ રૂપ, એ ઓજસ, વીર્ય એજ
ઉદાર છે પ્રકૃતિ એની એજ
કુમાર ના તાતથી લેશ જુદો
દીવાથી દીવો પ્રકટેલ જેમ ૩૭

વિધિથી વિદ્યા ગુરૂ પાસ શીખ્યો
વધુ રૂડો યૌવનથી, સ્પૃહતી
તેને શ્રી રાજાની રજાની વાટ
જુએ સુતા ડાહી, પિતાની જેમ ૩૮

૩૪ પુનરુક્તિ=મેળાતો હોય તેવો ૩૬ કુમાર=સ્કંદ ૩૮ જેમ ડાહી દીકરી પિતાની આજ્ઞાની રાહ જુએ છે તેમ

ભૂપાલ ભોજે કથકૈશિકોના
ઇન્દુમતી બ્હેન સ્વયંવરાર્થે
કુમારને તેડી જવા રઘુને
પછી હિતસ્વી પઠવ્યોછ દૂત ૩૯

સંબંધ એ ઇષ્ટ અને સ્વપુત્ર
વિવાહની ઉંમરનો વિચારી
નૃપે વિદર્ભાધિપની સમૃદ્ધ
પુરી ભણી પાઠવિયો છ એને ૪૦

તણુ વિષે સાજ બહુ સુહાતા
કુમારના માર્ગ વિષે ઉતારા
બની રહે ગ્રામ્યજનોની ભેટે
શહેરના ક્રીડનબાગ જેવા ૪૧

બિન્દુ ભર્યાં વાયુથી નક્તમાલ
નાચી રહ્યા તે તટ નર્મદાને
પડાવ નાખે પથ કાપી, તેની
સેના ધજા, જેની રજે ભરેલી. ૪૨

માથે ભમતા ભમરા થકી જે
પડ્યો જણાયે જળમાહિ મ્હેલા
ધોવાઇ જેને મદ ગાઢ કુંભ
તેવો નદીથી વનહસ્તિ ઉઠયો ૪૩

૪૨ નક્તમાલ=એક વૃક્ષ

ધોવાઇ ગૈ ધાતુ બધી છતાંએ
તે વાદળી રેખ વિચિત્ર, બુઠ્ઠા
શિલાથી, દંતૂશળદ્વાર હાથે
ખોદકિયા જે કીધ રૂક્ષવન્તે. ૪૪

સંકોચીને, ન્હોળી કરે તુરંત
તે સૂંઢને તીર સમીપ ગર્જી
મોટા તરંગોય વિદારતો, શું
મથી રહ્યો બંધન તોડવાને. ૪૫

તેણે ઉખેળ્યા જળરાશીવાળો,
ન્હેલો તટે જાય નદી પ્રવાહ,
શેવાળ કેરા ઢગ, શૈલ શો તે
છાતી પરે લૈ, પછી તીર પ્હોચ્યો. ૪૬

જળે પડયે બંધ ઘડીક એહુ
હસ્તીતણા ગંડથકી ઝરંતી
ફરી જણાતી મદ કેરી ધારા
બહુ શરેરી ગજને નિહાળી. ૪૭

તે સપ્તપર્ણી રસતુલ્ય તીખો
પ્રવાહ એના મદનોજ સૂંઘી
પ્રયત્ન સૌ મ્હાવતના ઉથાપી
ભાગેછ સેનાગજ સર્વ પાછા. ૪૮

૪૪ વિચિત્ર=કાબરચિત્રો ખોદકિયા=ખોદવાની રમત. રૂક્ષવન્ત=એક પર્વત ૪૭ બીજા હાથીઓને જોઇને સ્પર્ધાના ભાનથી. ૪૮ સપ્તપર્ણના દૂધ જેવો તીખો.

પશુ સહુ બંધન તોડી ભાગ્યાં
ભાગી ધરી કૈં રથ થાય ઊંધા
વીરો શકે રક્ષી ન નારીનેયે
એવું કીધું વ્યાકુલ સૈન્ય એણે ૪૯

ન વન્ય હસ્તી નૃપથી હણાય
વિચારી, સામે ધસતાજ એને
નિવારવા, કુંભપરેંજ બાણ
માર્યું અજે ચાપ ન પૂર્ણ તાણી ૫૦

વીધાઇને તે ગજકેરૂં તુર્ત
સ્વરૂપ ત્યાગી સહુ સૈન્ય જોતા
દેખાતુ ભામંડળમા જ્વલંત
આકાશચારી વપુ રૂડું પારે ૫૧

પ્રભાવથી લાવી સુરદ્રુમોના
પુષ્પે વધાવેછ કુમારને તે
ઉજાળતો દંત પ્રભાથી હાર
લાંબો ઉરે, વાક્યનિપુણ તે કે ૫૨

હું ગર્વ લીધેજ મતંગશાપે
પામેલ છુ આ ગજકેરી યોની.
મને તું જાણ પ્રિયવાદી નામે
ગંધર્વરાજા પ્રિયદર્શીપુત્ર— ૫૩

૫૧ ભામંડળમાં=તેજના ચક્રની વચમા ૫૩ મતંગ નામના ઋષિના શાપથી પ્રિયદર્શી નામના ગંધર્વના રાજાનો પુત્ર પ્રિયવાદી હાથી થયો હતો.

પદે પડી મેં વિનવ્યા મુનિને
તેથી મને કંઇક દયા બતાવી.
અગ્નિ—રવિ—યોગથી ઉષ્ણતા તો
ઠંડાપણું છે જલનો સ્વભાવ ૫૪

ઇક્ષ્વાકુવંશી અજ તારું જ્યારે
બાણેથી કુંભસ્થળ છેદવાનો
પામીશ ત્યારે નિજ રૂપ પાછું
મુનિરાએવું એમ મને કહેતા. ૫૫

ચિરેથી હું દર્શન તારું ઇચ્છું
આજે મને શાપથી તેં ઉગાર્યો.
ન જો કરું કૈં પ્રિય તારું સાટે
વૃથા જ હું તો પદ મારું પામ્યો. ૫૬

ગાંધર્વ સમ્મોહન નામ અસ્ત્ર,
પ્ર યો ગ ને વાળણ મંત્ર જુદા
જેના—તું લે મારું, પ્રયોજનાર
અરિ હણાયા વિણ જીત પામે. ૫૭

ન લાજતો, કારણ કે દયા તે
મારીપરે થા કરતાંય ધારી.
હું વિનવું છું તુજને, નકારો
મને નહિ તું બનતો કઠોર. ૫૮

૫૪ અગ્નિ અને રવિ. ૫૭ ગાંધર્વ=ગંધર્વોનું.

ભલે કહીને નરચંદ્ર તેહ
લૈ નર્મદાનું શુચિ વારિ હસ્તે
મ્હો ઉત્તરે રાખી શિખે છ અસ્ત્ર-
નો મંત્ર એ શાપથી મુક્ત પાસે. ૫૯

વિના કઇ કારણ દૈવયોગે
મૈત્રી થતી બેઉની આમ માર્ગે,
ગંધર્વભૂમિ પ્રતિ જાય એક
બીજો સુરાજ્યેથી રૂડા વિદર્ભે. ૬૦

જ્યારે પુરીની નિકટે પહોંચ્યો
તેને પધાર્યે અતિ હર્ષ પામી,
ગયો છ સામે ક્રથકૈશિકેન્દ્ર
મોજાં ઉછાળી નિધિ ચન્દ્રને શું ! ૬૧

થૈ અગ્રણી ને પધરાવી નગ્રે
સેવે છ એને થઇ નમ્ર એવો,
કે લોક સર્વે મહેમાન માને
બિદર્ભને ને અજને ગૃહસ્થ. ૬૨

તેના, નમંત અધિકારી જને બતાવ્યા
દ્વારેજ વેદીપર પૂરણ કુંભવાળા
મ્હેલે રઘુ-પ્રતિનિધિ નવલે રૂડે રે'
કંદર્પ શૈશવ પછીની વયેજ જેમ. ૬૩

૫૯ તેથી=તેની પાસેથી. ૬૨ ગૃહસ્થ=યજમાન ૬૩ પૂરણ=
પૂર્ણ=ભરેલાં. રઘુ પ્રતિનિધિ=રઘુનો યુવરાજ અજ. શૈશવ=બાળપણ.

જેને સ્વયંવર મળ્યા નૃપ તેહ કન્યા–
રત્ન સ્પૃહાળુ અજનેત્ર સમીપ નિદ્રા
મોડી નિશેજ જતી, કોઇ પિયુની પ્રીતિ–
ને ના શકે સમજી તેવી પ્રિયાની જેમ ૬૪

એ કુંડળે દુખતી કાંધ વિશાળ જેની
આળોટી ચાદર પરે વપુલેપ ચોટ્યો,
એ સુજ્ઞને સમવયી સુત ચારણોના
વાણી ઉદારથી પ્રભાત સમે જગાડે ૬૫

હે સુજ્ઞશ્રેષ્ઠ ગઇ રાત તું સેજ છોડ
બે ભાગ કીધ વિધિએ જગધોંસરીના,
ધારે છ જાગ્રત પિતા તુજ એક પાસ
ને જોડીદાર બીજી પાસથી એહનો તું ૬૬ ✓

ડૂબી નિશે પ્રિયતમાશું ઉદાસ લક્ષ્મી,
નિદ્રાળુ તારી પ્રતિ ઉત્સુકતા વિસારે
જેનાથી, તે શશિ ઉભો દિશ પશ્ચિમે જે
ત્યાગે સમસ્ત તુજ આનનકેરી કાંતિ ૬૭ ✓

તો રમ્ય બેઉ, ઉઘડ્યાથકી એકસાથે
અન્યોન્ય કેરી તુલના ધરતા ભલેને

૬૫ દુઃખતી, કુંડળો વાગવાથી, સમવયી=સરખી ઉમ્મરના ૬૭ તારી પ્રતિ થયેલી કામાતુરતા ચંદ્રને જોઇને લક્ષ્મી વિસારી ચૂકતી હતી પતિથી ડુબાયેલી પ્રિયતમા સાથે લક્ષ્મીને સરખાવી છે.

તારૂં સુચંચલ અને રૂડી કીકીવાળું
ચક્ષુ, અને કમળ ચંચળ ભૃંગવાળુ. ૬૮

સાંઠાથી ઢીલું હરતો તરૂ કેરૂં ફૂલ,
ખીલ્યાં અરૂણ કિરણે કમલો અરે જે.
તે આતવાયુ પરના ગુણથી ચહે છે
તારો સ્વભાવથી મીઠો મુખગંધ લેવા. ૬૯

વચ્ચેથી લાલ કુંપળે ઠરિયાં સુસ્વચ્છ
હારો તણા મણુક શાં હિમબિન્દુ શોભે,
લીલાભર્યું સ્મિત વિભૂષિત દંત તેજે
તારૂં ઠર્યું અધર ઉપર તેની જેમ. ૭૦

જ્યાં સુધી તેજનિધિ ભાનુ નથી ઉગેલો
ત્યાં સુધી સત્વર અરૂણ હરે તિમિર,
તેં વીર જ્યાં સમરનાયક સ્થાન ધાર્યું
જાતે હવે કયમ હણે અરિ તાત તારો? ૭૧

જાગેલ બેઉ પડખે ફરી સેજ ત્યાગી
ને ખેંચી, સાંકળ ગજો ખખડાવતા આ,
જેના જણાય અરુણેથકી રક્તદંત,
તોડયાથી શું ગિરિશિલા ભરી ગેરુએથી. ૭૨

આ દીર્ઘ તંબુ તણી તાહરી પાયગામાં
ઇરાનના રથહયો કમલાક્ષ, બાંધ્યા,

૬૮ કમળ ઉઘડે છે તેમ તારૂં નેત્ર ઉઘાડ. ૬૯ પરના=બીજાના=કમળના ૭૨ અરૂણના લાલ રંગના પ્રકાશથી.

જાગી મલીન કરતા મુખનાજ પ્રીણુ
ચાટી પડયા નજીક સિન્ધવ ચોસલાને. ૭૩

પુલ કઇ કરમાતા, પારવા ભેટ હારો
દીપક સકલ ઝાખા કિર્ણના ચક્ર ડોલે,
વચન અમ કહેલા જે જગાવા તને તે
તુજ શુક મીઠુ બોલો, બોલતો પાજરેથી. ૭૪

વચનની રચનાથી આમ જે બન્દી પુત્રે
નિદ્દર થકી જગાડયો સેજ ત્યાગે કુમાર
જયમ મદકલ ગાને રાજહુસે જગાડયો
સુપ્રતીક સુરહુરિત નીર ગંગાનુ ત્યાગે ૭૫

પછી વિધિ પરભાતનો ઉકેલી
સ્મૃતિ અનુસાર રૂપાળી પાપણુાળો,
કુશલ જન સજાવિયા સુવેષે
નૃપ સહુ મધ્ય સ્વયવરે પ્રવેશે. ૭૬

•

૭૪ ભેટ આપેલા હારો કરમાઇ જવાથી પારવા રૂપાય છે
૭૫ સુપ્રતિક=દેવના હાથીનું નામ છે. મદકલ=મદથી મધુર.

## સર્ગ ૬ ઠો.

—ઇન્દુમતીનો સ્વયંવર—

સુસજ્જ મચોપર રમ્યવેષે
વિમાનચારી સુરકેરી લીલા
દર્શાવતા માનવલોકપાલો
બેઠેલ સિંહાસન તે જુએ છે ૧

ઇશે સુણીને રતિની વિનતિ
જાણે ફરી કામ સજીવ કીધો
તેવોજ ભાળી અજને, નૃપોને
ઉરે, ન રે' ઇન્દુમતીની આશા ૨

વિદર્ભભૂપાલ ચિંધેલ મંચે
રૂપાળી સીડી પર થૈ ચડયો તે
શિલા પરે થૈ ગિરિશૃંગ ઉંચે
ચડે જયમે સાવજબાલ કોઇ ૩

જ્યાં ચાદરો ઉત્તમ રંગવાળી
તે રત્નને આસન બેસીને તે
શોભે બહુ કાન્તિથી, મોરપીઠે
બિરાજનારાજ કુમાર જેવો. ૪

શ્રી દેવીએ એ નૃપપંક્તિ માંહિ
ન જાય જોયો અતિ તેજથી તે,
જ્હેં રચ્યો દિસે દેહ હઝાર ભાગે
મેઘોની હારે જયમ વીજળીયે. ૫

મહામુલે આસન વસ્ત્ર રૂડાં
પહેરી બેઠેલ મહીપ મધ્યે
કાન્તિથી શોભે રઘુપુત્ર માત્ર
સુરદ્રુમોમાં જયમ પારિજાત. ૬

ને લોકના નેત્ર સમૂહ છોડી
સહુ નૃપોને ઠરતાં અજે દૈ
સૌ ! પુષ્પ વૃક્ષો તજી જેમ ભૃંગો
પડે સુગન્ધી વનહસ્તિ માતે. ૭

પછી સ્તુતિ તે શશિસૂર્યવંશી
ભૂપોતણી બંદીજનો ભણે છે
સુરમ્ય ત્યાં ચંદન ધૂપ કેરો
સુગંધ ફેલાય પતાક સુધી, ૮

૪ કુમાર=કાર્તિક સ્વામીનું આસન મયૂર છે. ૯=પે
પ્રકાર. ૭ માતો=મત્ત=મદ ઝરે.

મયૂર રે'તા પુરબ્હાર બાગે
બની રહે નર્તનમસ્ત જેથી
તેવા બજે શંખ બધી દિશામાં
ઉઠે છ તૂર્યધ્વનિ માંગલિક. ૯

જને લીધી ચોખુણ પાલખીમાં
કન્યા ચડી દાસીની સાથ આવી,
વિવાહવસ્ત્રો સજી, મંચ વચ્ચે
થૈને, પતિને વરવા પ્રવેશે ૧૦

કન્યારૂપી સૌ નયનોનું લક્ષ્ય
વિધાતૃની ઉત્તમ એ કૃતિમાં
પડે છ અંતઃકરણો નૃપોના
બેસી રહે આસન માત્ર દેહ ૧૧

ભૂપાલ તેના અભિલાષીકેરી
પ્રીતિની દૂતી પહેલીજ જેવી,
શ્રૃંગારની થાતી વિવિધ ચેષ્ટા
વૃક્ષો તણા અંકુરનીજ જેવી. ૧૨

કોઇ ગ્રહીને કર બેથી નાળ,
રાજા. રજોમંડળવાળું મધ્યે,
નિવારતુ ભૃંગ ઝુલત પત્રે
ક્રીડા તણુ પદ્મ રહ્યો ઘુમાવી. ૧૩

૧૦ લીધી=ઉપાડી ૧૩ વૃત્તિ=કામ વૃત્તિ

રૂપાળું મર્ડી મુખડો વિલાસી
રત્ને જડયા રમ્ય કડે ભરાતી,
ખસી ખભેથી લટકી રહેલી
સ્વસ્થાન લાવે ફરી માળ ખેંચી. ૧૪

વાળી રૂડાં નેન કઈક પાછાં
સંકોચી પાદાંગુલિ ટેરવાંને,
ત્રાંસી પસારી નખ કેરી કાંતિ
સુવર્ણનો બાજઠ ખોતરે કો. ૧૫

અર્ધાસને કો કર વામ રાખે
એથી ખભો કૈંક ઉંચો રહે છે
પાસું ફર્યાથી ત્રુટીમાળવાળો
કરે છ સંભાષણ મિત્ર સાથે. ૧૬

ને કામિનીનાં રતિકુંડળોનું
પીળું કઈ કેતકીપત્ર બીજો
પ્રિયાનિતંબે અડવાજ યોગ્ય
નખાગ્રથી ભૂપ જુવાન ચીરે. ૧૭

પદ્મો સમી લાલ હુથેળીવાળા
ધજાની રેખાથકી યુક્ત હાથે
વીંટીતણી રત્નપ્રભા ઉજાળમા
લીલાથી પાસા નૃપ કો ઉછાળે. ૧૮

૧૪ મુખને વાળવું, ઘરેણાં માળા વગેરે સરખું કરવું એ શૃંગાર ચેષ્ટાઓ છે. ૧૭ કેતકી પત્ર=કેતકીનાં ફૂલની પાંખડી.

સમી રીતે યોગ્ય સ્થળે રહેલ
છતાં ખસ્યો હોય કંઇક જેમ,
કરે અડે કો શિરપેચને જ્યાં
મણિપ્રભા આંગળીમાર્ગ પૂરે. ૧૯

પુરુષ શી બ્હાદુર જે સુનંદા
જાણે છ વિદ્યાચરિતો નૃપોનાં,
તે દ્વારપાળી મગધેશ પાસે
કુમારીને લૈ જઇ આમ કે' છે. ૨૦

શરણ્ય આ સૌ શરણાગતોનો
અગાધ શકિત મગધે વસંતો,
પ્રજા રિઝાવી યશ જીતનારો
પરંતપ ક્ષ્માપતિ સત્યનામી. ૨૧

ભલે રહ્યા ભૂપ બિજા હજારો
ગણાય પૃથ્વી નૃપવંતી એથી,
નક્ષત્ર તારાથકી પૂર્ણ તોયે
શોભેછ રાત્રી શશીના થકીજ. ૨૨

યજ્ઞ ક્રિયા આચરતો હમેશ
એ ઇન્દ્રને નોતરી, દીર્ઘકાળ
પાંડુ કપોલે લળતા શચીના
મંદાર ફૂલો વિણ કેશ રાખે. ૨૩

૧૯ માર્ગ=આંગળીની વચમાંની જગ્યા. ૨૧ ક્ષ્માપતિ=ભૂપતિ. ૨૩ ઇન્દ્ર પરંતપના યજ્ઞ માંજવાથી ઇન્દ્રાણીના વાળમાં મંદાર પુષ્પો કોઇ ગૂંથતું નથી.

ગ્રહીશ જો હસ્ત વરેણ્ય આનો
પ્રવેશતાં પુષ્પપુરે થઇશ,
મહેલની બારીવિષે ઉભેલી
સ્ત્રીઓ તણા નેત્રની પ્રીતિપાત્ર. ૨૪

બોલી રહી તેહ તદા, ધરોથી
ગુંથેલી છે જેની મધૂકમાલા,
સીધું નમીને સુકુમારી એને
બોલ્યા વિના કૈંજ પરિહરે છે. ૨૫

એ હેમનો દંડ ધરંતી દાસી
લે જાય બીજા નૃપ પાસ એને,
પક્ષે બીજે માનસહંસીને શું
વાયુ થકી ઊઠતી વારિ લ્હેર. ૨૬

એને કહે આ અહીં અગનાથ
દેવાંગના યૌવન જેનુ ઝંખે,
જેના પલોટયા ગજ શાસ્ત્રકારે,
જે ભૂમિમાં ઇન્દ્રનું સ્થાન માણે. ૨૭

મોતી સમાણાં સ્થૂલ અશ્રુબિન્દુ
પડાવી એણે સ્તનના પ્રદેશે,
દીધી ન શું સૂત્રવિનાની પાછી
માળા હરી લીધી અરિસ્ત્રિયોની ૨૮

૨૪ પુષ્પપુર=કુસુમપુર=મગધની રાજધાની ૨૫ મધૂક=એક પુષ્પ ૨૬ માનસ સરોવરની હંસણીને. ૨૭ સુવાની ભોગવવા... ઇચ્છી હતી. ૨૮ દુશ્મનની સ્ત્રીઓના રડવાથી સ્તન ઉપર પડત... આંસુઓ દોરા વિનાની માળા જેવા દેખાય છે.

જુદી જુદી રે'તી સ્વભાવથી જે
સાથેજ શ્રી ભારતી એ વિષે રે',
છો સત્યવાણી, રૂપથી તું યોગ્ય
કલ્યાણિ થાવા ત્રિજી બેની સાથે. ૨૯

એ અંગરાજાથી ખસેડી દષ્ટિ
સખી પ્રતિ 'ચાલ' કુમારી કે'તી,
ગમે ન એવો ન, ન એ અબૂઝ
જુદી જુદી છે રુચિ સૌ જનોની ૩૦

પછી નિયુક્ત પ્રતિહાર સ્થાને
તે દાસી ઇન્દુમતીને બતાવે,
અરિતણો દુઃસહ ને વિશેષ
રૂડો, નવો ચંદ્ર ઉગેલ જાણે. ૩૧

અવન્તીનો આ પતિ છાતી પ્હોળી
લાંબા કરો પાતળી ગોળ કેડ,
શોભે છ જાણે રવિને ઉતાર્યો
સરાણ સાથે ઘસી વિશ્વકર્મા. ૩૨

એ સર્વ શક્તિધરના પ્રયાણે
અગાડી જાતા હયની ઉડાડી,
રજો હિયે ઢાંકી સ્ફુરંતું તેજ
સામંત કેરા શિરના મણિનું. ૩૩

૨૯ ત્રિજી=ને બેની શોકય. ૩૦ એવો રાજા એને ગમતો નથી એમ નથી. ૩૩ જે રાજા એના ચરણમાં નમે છે એમના મસ્તકના મણિનું તેજ અશ્વોની ધૂળથી ઢંકાઇ જાય છે.

મ્હાકાલ વાસી ધરણીપતિ આ
શ્રી ચંદ્રમૌલિ સમિપે રહેતો,
અંધારિયામાંય પ્રિયાની સાથે
જ્યોત્સ્ના ભરી સાંજની મોજ માણે. ૩૪

સીપ્રાવિચીવાયુથકી ઝુલંતા
અનેક બાગો મહીં ખેલવાને,
રંભોરુ! આ ભૂપ યુવાન સાથે
કૈં પ્રીતિ તારા દિલ કેરી છે કે? ૩૫

બધુરૂપી પદ્મ ખિલાવનાર,
તાપે અરિપંક સુકાવતો જે,
ન તે પરે ભાવ કુમારી ધારે
કુમુદિની જેમ રવિ પરેજ. ૩૬

સરોજના ગર્વ સમી ન ન્યૂન
ગુણે, વિધિની લલિતા કૃતિ તે,
સુદંતીને લૈ જતી એ સુનન્દા
અનૂપરાજ પ્રતિ આમ કે'છે. ૩૭

રણે હતા હાથ હજાર જેને
અઢાર દ્વીપે જયસ્તંભ રોપ્યા,
જેનું ન રાજપદ અન્ય પામ્યો
એવો હતો કો યતિ કાર્તવીર્ય. ૩૮

૩૪ મહાકાલેશ્વરના મંદિરમાં રહેતા. ત્યાં ચંદ્રમૌલિ=શંકર હોવાથી અંધારિયામાં પણ એમના કપાલના ચંદ્રથી ચાંદની દેખાય છે. ૩૫ સીપ્રા નદી છે ૩૭ બ્રહ્માની ઉત્તમ કારીગરી રૂપ ઇન્દુમતી. ૩૮ બીજો કોઇ જેના જેવો રાજા થયો નથી.

અકૃત્યને ચિંતવતાંજ વેત
પ્રત્યક્ષ થાતો ધનુધારી એહ,
શરીરના ભીતરમા પ્રજાના
તુફાન તે શાસક દાબી દેતો ૩૯
દસે મુખે શ્વાસ ન માય જેને
દોરીથી બાધ્યા જડ હસ્ત વાળો,
લંકેશ જે વાસવને જીત્યો' તો
કેદે રહ્યો એની ખુશી પ્રમાણે. ૪૦
આ તેહનો વંશજ છે પ્રતીપ
ભૂપાલ તે સેવક શ્રોત્રિયોનો
લક્ષ્મી શિરે જે ચઢી સ્થાનદોષે
ચાચલ્ય કેરી અપકીર્તિ ધોતો. ૪૧
સહાયતા અગ્નિની પામી યુદ્ધે
જે કાળરાત્રિ સમ ક્ષત્રિયોની,
તે રામના પર્શુની તીક્ષ્ણ ધાર
તેણે ગણી પદ્મની પાંખડીશી. ૪૨
માહિષ્મતી કોટ રૂપી નિતંબ—
ની કાંચી રૂડા ઝરણાળી રેવા,
જોવા ચહે મ્હેલની જાળીથી તો
ઉછંગ એ મ્હાભુજનો સુહાવ ૪૩

૩૯ યોગ શકિતથી તે લોકોના આતંરિક ઉન્માદને પણ જાણી જતો. ૪૦ સહસ્રાર્જુને રાવણને કેદમા પૂર્યો હતો ૪૧ એની પાસે ચંચળતા છોડી લક્ષ્મી સ્થિર રહે છે ૪૨ અગ્નિની મદદથી એણે પરશુરામને હંફાવ્યા હતા ૪૩ માહિષ્મતી ફરતી વીંટાયેલી.

હતો રૂપાળો નૃપ તે તથાપિ
તેના પરે ના રુચિ તેની થાતી,
જેવી રીતે પદ્મિનીની પુનેમ
ના શર્દના મેઘથી મુકત ચન્દ્રે. ૪૪

ગવાતી લોકાંતર જેની કીર્તિ
આચારથી બે કુલ માહી દીવો,
એ શૂરસેનાધિપતિ સુષેણુ
પછી બતાવે પ્રતિહારી એને ૪૫

અનીપનો વંશજ યજ્ઞકર્તા
તેમાં ગુણોએ વસીને તજ્યુ છે.
અન્યોન્ય સ્વાભાવિક વૈર જેમ
સુશાન્ત સિદ્ધાશ્રમ જૈ પશુએ. ૪૬

વ્યાપી રહી ઠારતી નેત્ર જેની
સ્વમહિરે કાંતિ શશીની જેવી,
અસહ્ય કાંતિ અરિમહિરોમા
જહીં હવેલી મહી ઘાસ ઉગ્યાં. ૪૭

૪૬ સિધ્ધનો=મુનિનો આશ્રમ. ૪૭ પોતાના મિત્રોને શીતલ કરનારો છે અને દુશ્મનોને બાળનારો છે. દુશ્મનો ભાગી જવાથી ઉજ્જડ હવેલીમા ઘાસ ઊગે છે

ધોવાઇ છાતીથી જલ ક્રીડામાં
જેની મહિષી તણું ચંદન ત્યાં,
કાલિન્દીમાંહી મથુરા કને યે
ગંગા તરંગો જળમાંહિ ભાસે. ૪૮

ગરૂડથી બ્હી યમુના રહેલા
કાલેયને ત્યાગી દિધો મણિ જે
પસારતો કાંતિ, ઉરે ધરી તે
કૌસ્તુભધારી હરિને લજાવે. ૪૯

પતિ તરીકે વરી આ યુવાન
રચી કુળાં કુંપળ કેરી સેજે
કુબેરના બાગ થકી ન ન્યૂન
વૃન્દાવને યૌવન માણને તું. ૫૦

શિલાજીતેથી સુરભિ જળોનાં
ટીપાં પડે તેવી શિલા તું બેસી,
વર્ષા વિષે મોરનું નૃત્ય જોને
સુરમ્ય ગોવર્ધનકંદરામાં. ૫૧

તે ઘૂમરીશી રૂડી નાભિવાળી
એને મૂકી જાય બિજાની પાસે
માર્ગે રહેલા ગિરિ પાસ થઇ શું
નદી જતી સાગરની દિશામાં. ૫૨

૪૮ યમુનામાં રાણીઓનું ચંદન ધોવાઇ જવાથી જાણે ગંગાના શ્વેત તરંગો ભળ્યા હોય તેમ ભાસે છે. યમુનાનું જલ શ્યામ છે.

કલિંગનો નાથ કરે કહું જે
પરંત, હેમાંગદ શત્રુઘાતી
તે પાસ જૈ પૂર્ણશશિમુખીને
હાસી કહે છે પછી આવી રીતે. ૫૩

મહેન્દ્ર અદ્રિ સમ શક્તિવાળો
મહેન્દ્રને મ્હોદધિનો પતિ આ;
મદે ઝરંતા ગજના મિષેથી
પ્રયાણમાં મ્હોર મહેન્દ્ર જેને ૫૪

મહા ભુજો, મુખ્ય ધનુર્ધરોમાં
ને દોરીની રેખ કરે ધરે બે
બંદી કીધી શત્રુની લક્ષ્મીની શું
બે આંજણે મિશ્રિત અશ્રુધારા. ૫૫

પરોઢની નોબતથી ચઢે જે
ગંભીર શબ્દે, સમિપે રહેલો
બારીથી દેખાય તરંગ જેના
તે અબ્ધિ એને ઉઘથી જગાડે. ૫૬

૫૩ હેમાંગદ=સોનાના કડાવાળો એવો નામાર્થ છે. ૫૪ એના મોટા હાથીઓથી મહેન્દ્ર પર્વત આગળ ચાલતો હોય તેવો દેખાવ થાય છે. ૫૫ રેખ=ડાઘ હાથ પરના દોરીના ડાઘ જાણે શત્રુની લક્ષ્મીની આંસુની ધારો જેવા દેખાય છે. ૫૬ ચઢે=વધારે ગંભીર જણાય

જ્યાં ખર્ખરે છે વન તાલકેરાં
એ અબ્ધિ તીરે રમ એની સાથે
દેશાન્તરોમાંની લવગ ગંધ—
વાળો જહીં વા તુજ સ્વેદ ટાળે. ૫૭

લોભાવી તોયે પણ નાની બેન
વિદર્ભ રાજા તણી, આકૃતિથી
લોભાવતી, એથી વળેછ, જેમ
અભાગીથી નીતિથી સંચી લક્ષ્મી. ૫૮

જેને પતિ નાગપુરી તણા તે
સ્વરૂપમાં દેવસમાન પાસે
'જો તું ચકોરાક્ષિ' વદી, પહેલાં
દાસી કહે ભોજની આત્મજાને. ૫૯

આ પાંડ્ય અંગે ધરી હાર લાંબો
કરી હરિચંદન લેપ અંગે
ઝર્ણાં ઝરતો હિમવાન જાણે
રાતી ટુંકો જેની પ્રભાત તાપે ૬૦
વિન્ધ્યાદ્રિના શાસક, અબ્ધિ આખો
પી કાઢનારા મુનિ શ્રી અગસ્ત્યે,
અવભૃથ સ્નાનથી અગલીના
જેને પ્રીતે પૂછ્યુ 'સુખે તું નાહ્યો ?' ૬૧

૫૭ અહીં લવંગના છોડ ઊગતા હોવાથી ૫૮ દુર્ભાગી મનુષ્યની નીતિથી ભેગી કરેલી લક્ષ્મી પણ જતી રહે છે.

બ્હીતો જનસ્થાન તણા વિનાશે
ગયો દશગ્રીવ મહેન્દ્ર રાજ્ય
લેવા, પિનાકીથકી અસ્ત્ર પામ્યા
તે સાથ સંધિ કરીનેજ જાતો. ૬૨

વિધિથી પાણિ ગ્રહીને બહુજ
કુલીનનો, તું ગરવી ધરણી
રત્ને ભર્યા અબ્ધિની કાંચીવાળી,
થાતું દિશા દક્ષિણની સપત્ની. ૬૩

સોપારી જ્યાં નાગરવેલ વીંટયા
ને ચંદને એલચી વેલ ચોંટી
ત્યાં રોજ તું પાથરી તાલપત્રો
રમ્યે ખુશી થઇ મલયસ્થલોમાં. ૬૪

નીલાબ્જ શો આ નૃપ શ્યામ અંગે
ગોરોચના શું તુજ અંગે ગોરૂં
અન્યોન્ય શોભા વધવા તમારો
સુયોગ થાઓ ઘનવીજળી શો. ૬૫

૬૧ અગસ્ત્યે આખા સમુદ્રનું પાન કરી તેને પાછો કાઢયો હતો. એ અગસ્ત્ય પાંડય રાજાના પુરોહિત હતા. ૬૨ પાંડયે શંકર પાસેથી અસ્ત્ર મેળવ્યું હતું. જો રાવણ એની સાથે લડે તો તે જનસ્થાનનો નાશ કરી નાખે. ૬૪ નાગરવેલનાં વૃક્ષો.

વિદર્ભ રાજાની બ્હેનકેરા
દિલે ન લાગ્યો ઉપદેશ એનો
સૂર્યાસ્તથી બંધજ કોશવાળા
પદ્મે ન પેસે શશી રશ્મિ જેમ ૬૬

નિશે ફરે દીપક જ્યોત તેમ.
જતી બીજાને વરવા તજીને
જેને, બની શે' સહુ ભૂપતિ તે
ઝાંખા, દુકાનો જ્યમ રાજમાર્ગે. ૬૭

તે પાસ આવ્યે સુત તો રઘુનો
ચિન્તા ધરે 'શું વરશે મને ના' ?
ફરકીને ત્યાં કંઇ બાજુબંધ
દક્ષિણ હસ્તે હરી તેની શંકા. ૬૮

સર્વાંગથી સુંદર ભાળી એને
બીજે જતાં એ વિરમી કુમારી
આંબો ખીલ્યો જોઇ ન વૃક્ષ બીજે
દ્વિરેફની હાર કદાપિ જાતી. ૬૯

ને ચિત્તવૃત્તિ, શશિ કાન્તિવાળી
ઇન્દુમતીની ઠરી ભાળી એમાં
એને સુનંદા ક્રમ જાણનારી
લાગેછ વિસ્તારથી આપ કે'વા. ૭૦

૬૬ પદ્મ સૂર્ય પાસેજ વિકસે. ૬૭ દુકાનો=હાટડાં (अट्ट–हट्ट
૭૦ ક્રમ=યોગ્યતા=અનુક્રમ.

ઇક્ષ્વાકુનો વંશજ ભૂપ શ્રેષ્ઠ
ગુણોથી વિખ્યાત હતો કકુત્સ્થ
જેનાથી કાકુત્સ્થ કહ્યા મહેચ્છા-
વાળા નૃપો ઉત્તર કોસલોના ૭૧

ને આખલા રૂપી મહેન્દ્રકેરી
પીઠે ચઢી શંભુલીલાથી જેણે,
યુદ્ધે કીધા બાણથી રાક્ષસીના
પત્રો તણા ચિત્ર વિના કપોલ ૭૨

જેણે ધર્યું શ્રેષ્ઠ નિજ સ્વરૂપ
તે ઇન્દ્રને આસન અર્દ્ધ બેઠો,
ઘસી કર્યું ઇન્દ્રતણા કડાથી
છુટેલું ઐરાવત થાણડયે જે ૭૩

તેને કુલે વિસ્તૃત કીર્તિવાળો
દિલીપ જન્મ્યો કુલમાહી દીવો,
નવાણુ યજ્ઞો કરી જેહ થોભ્યો
મહેન્દ્રનો દ્વેષ ન વ્હોરવાને. ૭૪

રાજા છતે જેહ, વિહારસ્થાન
માર્ગેજ નિદ્રાવશ મત્તસ્ત્રીના,
દુકૂલ વાયુ ય ખસેડતો ના
કર પ્રસારે હરવા બિજુ કો ? ૭૫

૭૨ શંભુની જેવી લીલાથી, ફુલ પાદડીના ચિત્રો વિનાના ૭૩ પછી ઇન્દ્ર આખલો મટીને મૂળ સ્વરૂપે થયો ત્યારે. છુટેલું=ખસી ગયેલું ૭૫ જ્યારે તે રાજા હતો ત્યારે.

તેનું ચલાવે રઘુ રાજ્ય જેણે
કરેલ છે વિશ્વજિત ક્રતુ, ને,
ભંડારથી ભેગી કરી લક્ષ્મીમાંથી
માટી તણું પાત્રજ રાખ્યું પાસે. ૭૬

ચઢયો ગિરિ ઉતરિયો સમુદ્ર
પ્રવેશિયો નાગતણા પુરામાં,
ઊંચે ગયો તોય અપાર તેનો
કહ્યો ન જાતો યશ કેટલો તે. ૭૭

કુમાર આ છે અજ એથી જાયો
સુરેન્દ્રથી જેવી રીતે જયન્ત,
વડી ધુરા ભૂમિની તાત સાથે
વહે નવો શું વૃષ ધોરી જોડે ૭૮

કુલેથી કાન્તિથી નવા વયેથી
તે તે ગુણે જ્યાં વિનય પ્રધાન,
વર્યે મળી આપ સમાન આને
હો રત્ન સંયોગ સુવર્ણ સાથે? ૭૯

કહી સુનંદા રહી આમ જ્યારે
લજ્જા કરી ઓછી નરેન્દ્ર કન્યા
કુમાર એનેજ સ્વીકારતી તે
દૃગેથી હસ્તી વરમાળથી શું ? ૮૦

૭૮ વૃષ=બળદ ૮૦ દગેથી=દૃષ્ટિથી

લજ્જાવતી તે ન શકી જણાવી
કુમારમાં બંધન પ્રેમ કેરૂં
તે રમ્યકેશીની તનુલતાને
ભેદી જણાતું પુલક સ્વરૂપે ૮૧

એને થતું આમ નિહાળી, દંડ
ધરતી દાસી ઉપહાસથી કે'
'જૈએ સખી અન્ય પ્રતિ' અને એ
વધૂ જુએ રોષથી વાંકી દ્રષ્ટે ૮૨

હાથી તણી સૂંઢશી જાંઘવાળી
લૈ દાસી હાથેથી ધરેછ સ્થાને
કુંકુમ વર્ણી અજકંઠ માળા
પ્રીતિજ પ્રત્યક્ષ ન હોય જાણે ૮૩

માળા રચી મંગળ પુષ્પથી તે
વિશાળ છાતીપર રે લળતી
વરેણ્ય તે બાહુ ભીડતી કંઠે
વિદર્ભ રાજતણી બ્હેન માને ૮૪

ઘનરહિત શશીને કૌમુદી પામતી આ
ઉચિત જલનિધિમાં ઉતરી જહ્નુકન્યા
સમગુણ મળવાથી રાજી થૈ લોક ત્યાંના
શ્રવણકટુ નૃપોને વાક્ય એ એક કે'તા ૮૫

૮૧ પ્રેમનું બંધન ઇન્દુમતીએ સ્પષ્ટ ન જણાવ્યા છતાં તેને અંગે થતા રોમાંચથી જણાય છે. ૮૪ વરેણ્ય=પૂજ્ય=માનનીય અજ

જહિં ખુશી વરપક્ષ એક બાજુ
બિજી દિશ શૂન્ય નૃપોનું એહ વૃન્દ
સર સમું દિસતું પ્રભાત પદ્મો
જહિં ખિલતાં, કુમુદો વળી બિડાતાં. ૮૬

૮૬ જ્યાં આગળ એક તરફ સવારમાં કુમુદો બીડાય છે. અને બીજી તરફ પદ્મો ઉઘડે છે તેવા સરોવરની જેમ રાજાઓનું મંડળ વર પક્ષમાં પ્રસન્ન અને બીજી બાજુ શૂન્ય જેવું દેખાતું હતું.

# સર્ગ સાતમો.

## અજનો વિવાહ

નિજ સ્વસાને વર યોગ્ય સાથે
સુરોની સેના ગુહસાથ જાણે
લૈને પછી રાજ વિદર્ભ કેરો
કરે પ્રવેશ સ્વપુરી વિશે તે ૧

પ્રભાતના તારક જેમ ઝાંખા
ભૂપાળ સેનાશિબિરે વળતા
નિરાશ થૈ ભોજની પુત્રી માટે
સ્વરૂપને વેષ પરે ચિડાતા ૨

શચી તણી હાજરી હોઇને ત્યાં
સ્વયવરે વિઘ્ન નડયું ન કાંઇ
ભૂપાલ સૌ શાંત બનેલ તેથી
કોપેલ કાકુત્સ્થ પરે, તથાપિ ૩

૨ સેના શિબિરે=જ્યાં તેમના સૈન્યના તંબુ હતા ત્યાં ૩ લગ્ન વિધિમાં ઇન્દ્રાણી (શચી)નું પૂજન આવશ્યક છે, અને ઇન્દ્રાણીનું પૂજન વિઘ્નોને દૂર કરનારૂં મનાય છે

નવાં બહુ ચન્દન પુષ્પ વેર્યાં
જ્યાં તોરણો ઇન્દ્રધનુષ્ય જેવાં
નિવારતી તાપ ધજાની છાંય
તે માર્ગ જતો વર લૈ વધૂને. ૪

ત્યાં તેમને નીરખવા ચહુંતી
સુવર્ણની જાળીતણા મહુલે
પુરસ્ત્રીઓની થતી આવી ચેષ્ટા
કાર્યો બીજા ત્યાગી દઇ બધાયે. ૫

જોવા તણે માર્ગે ત્વરાથી જતાં
છૂટી જતો વેરી ફૂલોની માળા,
ન બાંધવાનો ગણકારી હાથે
ગ્રહી રહી કેશકલાપ કોઇ. ૬

ધરેલ દાસીકર પાદ ખેંચી
લીલાજ રંગે જતી ગોખ સુધી
ધીમી ગતિને તજી પાડતી કો
અલક્તારંગી પગલાની હાર ૭

૫ જુઓ કુમાર સંભવ શ્લોક ૫૬ સર્ગ ૭ ૬ જુઓ કુ સં. શ્લોક ૫૭. કેશકલાપ=અંબોડો ૭ કુ. સં. શ્લોક ૫૮ દાસીના હાથમા અળતાથી રંગવાને માટે આપેલો પગ

કોઇ બીજી તો જમણુંજ આંજે
ને ડાબું રાખે અણઆંજ્યું નેત્ર
એવી રીતે બારી સમીપ જતી
કરે ધરીને સળી આંજવાની. ૮

માંડી બીજી બારીની મધ્ય દૃષ્ટિ
બાંધ્યા વિના નીવિ છુટેલી ચાલ્યે,
નાભિ જતી કંકણકાંતિવાળા
કરેથી ઝાલી ચણિયો ઉભી રે'. ૯

ત્વરાથી કો ઊઠતી સુંદરીની
વેરાય કાંચી અરધી પરોવી
પ્રત્યેક પાદે ગભરાઇ મૂકયે
રે' આંગુઠાને મૂળ સૂત્ર માત્ર ૧૦

તે સ્થાનમાં આસવ ગંધવાળા
ને ભુંગશાં ચંચળ નેત્રવાળા
નેત્રે અતિ કૌતુકી સુંદરીના
ગોખો બને ભુષિત પદ્મથી શું. ૧૧

૮ જુઓ 'કુમાર' શ્લોક ૫૯ ચાલતાં 'છૂટી ગયેલી નીવીની ગાંઠ બાંધ્યા વિનાજ. જુઓ 'કુમાર' શ્લોક ૬૦. ૧૦ કાંચી=મોતી જડિત કંદોરો. જુઓ કુમાર શ્લોક. ૬૧ ગોખોમાં મુખ રૂપી પદ્મો છે તેમાં આસવ રૂપી ગંધ છે. ચંચળ નેત્રો રૂપી ભમરા છે. કુમાર શ્લોક ૧૨

દૃષ્ટિથી પીતી રઘુપુત્રને તે
નારી ન બીજે વિષયે વળે છે
બાકીની ઇન્દ્રિયપ્રવૃત્તિ તેની
સંપૂર્ણ છે શું નયને પ્રવેશી. ૧૨

સ્પૃહેલી નાવ્યા નૃપ કૈંની કન્યા
જોતી ખરો લાભ સ્વયંવરેજ
સ્વયોગ્ય સ્વામી નહિ તો શી રીતે
પામેત તે, ' લક્ષ્મી શું વિષ્ણુનેજ ? ૧૩

સૌને સ્પૃહાયોગ્ય સ્વરૂપવાળી
પરસ્પરે યોજત જો ન જોડ
એ બેઉનાં તો રૂપ સર્જવાનો
વિધિતણો યત્ન જ વ્યર્થ થાત. ૧૪

હતાં રતિ ને સ્મર નક્કી આ બે
રાજા હજારોમહિ તો કુમાર
પોતા સમાને વરી દીલ જાણે
જન્માન્તરેયે થયલો મિલાપ. ૧૫

આ પૌરનારીસુખની સુણુ તો
કાને મીઠી સર્વ કથા કુમાર
શોભી રહ્યા મગળના પ્રકારે
સંબંધી કેરા ભુવને પહોંચ્યો. ૧૬

૧૨ બાકીની ઇન્દ્રીઓ જડ થતાં નેત્રો વધારે ચંચલ બને છે 'કુમાર' શ્લોક. ૬૪. ૧૩ નાવ્યા=ન આવેલા. ૧૪ 'કુમાર' શ્લોક. ૬૬

ને તે પછી ઊતરી હાથણીથી
એ કામરૂપેશ્વરહાથ ઝાલી
ચોકે વિદર્ભાધિપતિ બતાવ્યે
પ્રવેશિયો, નારી મનેય તેમ. ૧૭

મહાસુલે આસન બેસી અર્ધ્ય
ને રત્નસાથે મધુપર્ક લીધો
આણેલ ભોજે દુકૂલો નવાં બે
ગ્રહેછ તે નારીકટાક્ષ સાથે. ૧૮

સુસ્પષ્ટ ફીણોતણી હારવાળા
સમુદ્રને જેમ કરો શશીના
વેલા કને, દુકૂલધારી તેને
વધૂ કને કંચુકી દક્ષ લાવે ૧૯

ત્યા ભોજના અગ્નિ સમાન પૂજ્ય
પુરોહિતે અગ્નિ વિષે ઘૃતાદિ
હોમી, વિવાહે કરી સાક્ષી તેને
જોડયા વધૂ ને વર બેઉ એને ૨૦

૧૮ 'કુમાર, શ્લોક ૭૨ મધુપર્કમા દહી મધ વગેરે વસ્તુઓ આવે છે. વિવાહ સમયે શ્વસુર પક્ષ વરને વસ્ત્રો પહેરાવે છે ૧૯ સુસ્પષ્ટ ફીણવાળા સમુદ્રને ચંદ્રકિરણો જેમ વેલા (કિનાર) પાસે લઇ જાય તેમ ધોળા વસ્ત્ર ધરનારા તેને કંચુકીઓ વધૂકને લઇ ગયા. જુઓ 'કુમાર' શ્લોક ૭૩ ૨૦ તેને=અગ્નિને.

કરે મહીને કર ને વધૂનો
વિશેષ તે રાજકુમાર શોભે
અશોક વેલીની ટોચી અડયેથી
સ્વપલ્લવે જેમ સુહાય આબો ૨૧

રોમાંચ કાંડે વરને જણાતો
કુમારીની આંગળી સ્વેદ ભીજે
સમાન વ્હેંચાતી મનોજ વૃત્તિ
તે બેઉના પાણિસમાગમે એ. ૨૨

તે બેઉ કેરાં ઢળતાં ખુણામાં
યોગે મળતા લઇ લીધ પાછાં
અન્યોન્યનાં લોલુપ લોચનોએ
સંકોચ લજ્જાથી અનુભવે છે. ૨૩

ઝાળે ઉંચા અગ્નિની જોડલી તે
પ્રદક્ષિણા આચરતી શું શોભે,
મેરુ તળેટી ફરતાં ફરતા
અન્યોન્ય શોભે દિન ને નિશા શું ? ૨૪

લજ્જાવતી, મત્તચકોર જેવાં
નેત્રો અને પુષ્ટ નિતંબવાળી,
એ અગ્નિમાં હોમતી લાજહાણી
બ્રહ્મા સમાણા ગુરુના કહ્યાથી. ૨૫

૨૨ મનોજ=કામદેવ. 'કુમાર' શ્લોક ૭૭ ૨૩ ઢળત=નીચા નમી જતા (લજ્જાથી) 'કુમાર' શ્લોક ૭૫ ૨૪ 'કુમાર' શ્લોક. ૭૯ ૨૫ લાજ=ધાણી.

હોમ્યાં શમીપત્ર, કણે સુગંધી
અગ્નિતણો ધૂમ પવિત્ર જેહ,
શિખાથકી મ્હોંચી કપોલ સુધી
થૈ રે'ઘડી કર્ણનું પદ્મ નેહું. ૨૬

જ્યાં અંજન સ્રાવથી પીડ આંખે
ઝાંખું યવાંકુરનું કર્ણપૂર
એવે વધૂને મુખ કૈક ભૂરી
કપોલરેખા થતી હોમ. ધૂમે ૨૭

ગૃહસ્થ સૌ ભૂપસગાં સહિત
સુહાગિનીએય ક્રમે ઉડાડયાં
અનુભવે અક્ષત છાંટણાંને
હેમાસને બેસી કુમાર કન્યા. ૨૮

શ્રીમાન એ ભોજકુલપ્રદીપ
રાજા કરી લગ્ન બ્હેનકેરૂં,
કરેછ આજ્ઞા અધિકારીઓને
જુદા જુદા સૌ નૃપ પૂજવાની. ૨૯

છુપાવતા હર્ષથી રોષ ભાસે
છુપેલ નકો ધરતાં સરોવરા,
રજા લઇ ભોજની ભેટ રૂપે
પૂજા તણો દૈ બદલો જતા સૌ. ૩૦

૨૬ 'કુમાર, શ્લોક ૮૧ ૨૭ 'કુમાર' શ્લોક ૮૨ કર્ણપૂર =કુંડળ. હોમ ધૂમે=લગ્ન વિધિમાં થતો ધુમાડો. ૨૮ સુહાગિની= સૌભાગ્યવંતી સ્ત્રીઓ.

ને સ્વાર્થની સિદ્ધિ તણો કરીને
સંકેત પ્હેલેથી જઇ ઉભા સૌ,
એ ખાજ કન્યારૂપી લાગ આવ્યે
પડાવી લેવા અજમાર્ગ રૂંધી. ૩૧

બ્હેન નાનીનું ઉકેલી લગ્ન
તે ભૂપતિ તો ક્રથકૈશિકોનો,
શકિત પ્રમાણે ધન દાયજો દૈ
વળાવવા એહની સાથ જાતો. ૩૨

લોકે સુવિખ્યાત કુમાર સાથે
માર્ગે રહીને ત્રણ રાત એહ,
પાછો વળે કુંડિનભૂપ જેમ
શશિ વળે સૂર્યથી પર્વ કેડે. ૩૩

હરી લીધું સૌ નિજ વિત્ત તેથી
રઘુપ્રતિ ભૂપ હતા ખિજેલા,
શી રીત એના સુતને થયેલો
સ્ત્રીરત્નનો લાભ ખમી શકેજ? ૩૪

૩૧ સ્વાર્થનીસિદ્ધિ= અજને વિઘ્ન રૂપ થવાના અથવા એની સાથે લડવાના હેતુની સિદ્ધિ ૩૨ દાયજો=કરિયાવર. ૩૩ પર્વ અમાસ. અમાસને દિવસે ચંદ્ર અને સૂર્ય એકજ સ્થાનમાં હોય છે, ત્યાર પછી જુદા પડે છે.

એને જતાં ભોજની પુત્રી સાથે
ગર્વી નૃપે મારગમાંહી રોક્યો,
બલિદીધી લક્ષ્મી સ્વીકારનારા
ઉપેન્દ્રનો પાદ શું રાક્ષસોએ. ૩૫

વધૂની રક્ષા બહુ વીર સાથે
પિતાતણા મંત્રી શિરે મૂકીને,
તે ભૂપસેનાથી ભિડયો શું શોણ
જ્યોતીરથાથી વિચિને ઉછાળી. ૩૬

પાળાથી પાળો રથીથી રથી ને
હયે ચડેલો હયસ્વાર સાથ,
ગજે ચઢયાથી ગજ હાંકનારો
સમાન સામોવડિયા રણે એ. ૩૭

તૂરિસ્વરે બોલ્યુ ન સંભળાતું
ધનુર્ધરો ના કુલનામ કે'તા,
અન્યોન્ય દાખે સ્વપરાક્રમોને
બાણોતણા અક્ષરથીજ કિન્તુ. ૩૮

૩૫ ઉપેન્દ્ર =વામનનો ઉંચો વધતો પગ રાક્ષસોએ રોકવા યત્ન કર્યો હતો. ૩૬ શોણ અને જ્યોતીરથા બે નદીઓ છે. ભીડયો=લડવા ગયો. ૩૮ ખુંદતાં બાણોના અક્ષરો ઉપરથીજ વીરોના નામ અને પરાક્રમો જાણી શકાતાં હતા.

રણે રજોટી હયની ઉડાડી
રથોતણા ચક્રથી ઘટ્ટ થાતી,
ને ઝાપટી કર્ણ ગજે પ્રસારી
દુકૂલ શુ છાઇ રહે રવિને. ૩૯

વાયુથી ઝુલ્લા મુખના ધજાના
મત્સ્યો વધતી રજ સૈન્ય કેરી
પીતા, નવાને મલપૂર્ણ વારિ
પીતા ખરા મત્સ્ય સમાન ભાસે. ૪૦

ચક્રધ્વનિથી રથ ઓળખાતો
ગજેન્દ્ર વાગ્યેથી ઝુલતી ઘટા
સ્વામીનુ લૈ નામજ ઓળખાય
પોતાનું કે પારકુ ઘટ્ટ ધૂળે ૪૧

દૃષ્ટિ રુધીને રણમા ચઢંતી
રજો રૂપી તિમિર ટાળવાને
શસ્ત્રે હણ્યા અશ્વગજો-વીરોના
રક્ત પ્રવાહો ઉગતા રવિ શા. ૪૨

૩૯ ઘોડા હાથી અને રથોની ઉડાડેલી ધૂળ સૂર્યને ઢાકી દેતી હતી. રજોટી=ઝીણી ધૂળ ૪૦ માછનાના આકારની ધજાઓ ઉપર ધૂળ ઉડતા ખરા માછલા મેલા પાણી પીતા હોય એમ લાગતુ. ૪૨ જેમ સૂર્યથી તિમિર ઓછુ થાય તેમ રક્ત પ્રવાહ ચાલવાથી ધૂળ પણ બેસી જાય.

લોહી વડે જુદી પડી મહીથી
વાયુથી તેના પર ઊડી ધૂળ,
અંગાર રૂપે રહી આગ કેરા
પ્હેલાં ઉડયા ધૂમ સમાન ભાસે ૪૩

વાગ્યાની મૂર્છા વળતા ખીજાતા
જે અશ્વના વાળક ભારથીથી,
પ્હેલાં હણે છે હણુનારનેજ
વીરો ધજા તાકી સકોપ થૈ ને. ૪૪

અરિશરે મધ્ય કપાય તોયે
નિશાનબાજે ધનુધારીઓના
શરો જતાં તેટલીજ ત્વરાવી
લક્ષ્યે ફળાયુક્તજ પૂર્વ ભાગે ૪૫

હસ્તી યુધે મ્હાવતના સજૈયા-
શી ધારને તીક્ષ્ણ ચક્ર કાપ્યા,
શિરો પડે ભૂપર ઝાઝીવારે
ભરાઇ રૈ' બાજતણા નખાગ્રે. ૪૬

૪૩ લોહી ચાલવાથી ધૂળ અને ભોય જુદા પડે છે. પણ પાછી ધૂળ ઉડીને રાતા લોહી ઉપર પથરાય ત્યારે અંગાર ઉપરના ધૂમાડા જેવી લાગે ૪૪ અશ્વના વાળક=યોદ્ધાઓને પાછા ફેરવનાર ધજાની સામે નિશાન માંડી ૪૫ મધ્યે=વચમાં. બે ટુકડા થાય તો પણ લક્ષ્યે=નિશાન ઉપર પીછાવાળા આગના ભાગથી ૪૬ સજૈયા જેવા તીક્ષ્ણ ધારવાળા ચક્ર વડે કાપેલા માથાને બાજ પક્ષીઓ અધવચમા ઉપાડે છે તેથી તેઓ ઘણીવારે નીચે પડે છે.

પ્હેલાં કની ઘા નહિ વીર મારે
તુરંગને સ્કંધ ઢળી પડેલ,
ઘા વાળવામાં અસમર્થ જોને,
સજીવ થાયે ફરી એમ ઇચ્છે ૪૭

તે બખ્તરધારીઓની
ઉઘાડી તલ્વાર ઝિકાઇ મ્હોટા
દંતૂશળે, અગ્નિ ઉઠેછ, તેને
બ્હીતા ગજો સૂંઢજળે શમાવે. ૪૮

શરેથી છેદ્યા શિર છે ફળો જ્યા,
ટોપોતણા સુંદર પાત્ર તેમ,
લોહી રૂપી મદ્યતણા પ્રવાહે
રણે બન્યું; મૃત્યુની પાનભૂમિ ૪૯

છેડેથી નાખી વિખી પક્ષીઓએ
તોએ લઇ છીનવી માંસભૂખી
શિયાળ્ય ત્યાગેછ ભુજા કપાઇ
વાગ્યે કડાની અણી તાળવામા ૫૦

૪૭ વાળવામા=સામો મારવામા ૪૮ ઝિકાઇ=જોરથી વાગના ૪૯ મસ્તકોને ફળો સાથે, ટોપોને પાનો સાથે અને રકતને મદ્ય સાથે સરખાવ્યા છે ૫૦ કપાયેલો હાથ છેડેથી પક્ષીઓએ કરડી ખાધો છે તો પણ ભૂખી શિયળ્ય તેને ઉપાડી લે છે પણ કડું તાળવામા વાગતા છોડી દે છે

શસ્ત્ર તણે બાણુ કપાય માથું
કે તુર્ત થે સ્વામી વિમાનકેરો
ને ભેટી વામાગથી અપ્સરાને
પોતાનું જોતો ધડ નાચતું જો ૫૧

પરસ્પરે સાન્થિઓ હણાતા
આપે રથી સારથિઓ થતા જો
હુવે હણાતા લઢતા ગદાથી
નિ:શસ્ત્ર થે બાહુ યુધે ભિડે છે ૫૨

અન્યોન્ય થે ઘાયલ વીર કોઇ
સાથે બને છે અમરો ઉભેને.
વરતી કો એકજ અપ્સરાને
માટે થતો વાદવિવાદ ભારે ૫૩

તે બેઉ સૈન્યો ક્રમ કૈં વિનાજ
પરસ્પરેથી જય હાર પામ્યા,
વારા પ્રમાણે બઢતા વિચિ બે
શું વાયુથી આગળ પાછળે ના ૫૪

સેના હરાવી રિપુએ તથાપિ
કુમાર ભીડયો અરિ સૈન્ય સામો,
પાછો વળે ધૂમ કદીક વાથી
જયા ઘાસ ત્યા અગ્નિ રહે અવશ્ય ૫૫

૫૧ વિમાનનો સ્વામી=દેવ લડતા મરે તે સ્વર્ગે જાય એ માન્યતાથી ૫૩ ઉભેનો=મનેનો

ભાથા ધનુ, બખ્તરધારી એક
વીરે, રથીએ નૃપજૂથ ગર્વે
રોકયું'છ, કલ્પાન્ત ચઢયા નિધિના
તરંગને જેમ મહાવરાહે. ૫૬

ડાબો ન વા, ના જમણોય તેનો
ભાથામુખે હસ્ત જતો દીસે છે
કર્ણાન્ત ખેંચી વીરકેરી દોરી
શત્રુ હણુતા પ્રસરે શું બાણો ૫૭

રોષે ડસ્યા લાલ વિશેષ ઓષ્ઠ,
ને ભમરોની ઉંચી રેખવાળા
ભાલેથી છેદ્યા 'હું હું'કારપૂર્ણ
અરિશિરોથી ભૂમિ છાઇ દે તે ૫૮

તે સર્વ સેનાગથી, હસ્તી મ્હેલા
જ્યાં, બખ્તરે વેધક સર્વ શસ્ત્રે
સર્વ પ્રયત્ને ભૂમિપાલ સર્વ
પ્રહાર તેને રણમાં કરે છે ૫૯

છવાઇ રે'તા રથ અસ્ત્રયૂથે
માત્ર ધ્વજા ટોચથી તે જણાતો,
છવાયલો ધુમ્મસથી પ્રભાત
અલ્પ પ્રભાના રવિનાથી જેમ ૬૦

૫૬ એક વીર=અદ્વિતીય યોદ્ધો. ૫૯ વેધક=વીંધનારા સેનાગ=સેનાના અંગો

નિદ્રા તણા નિસ્પૃહ, કાલ જેવા
રૂડા અજે, દીધું પ્રિયવદે તે
ભૂપો પ્રતિ અસ્ત્ર પછી પ્રયોજ્યું
ગંધર્વનું ધારણ લાવનારૂં. ૬૧

કરો જુઠા થૈ નવ ચાપ ખેચે
ટોપો સર્યા એક ખભાની બાજુ,
ધ્વજા તણે સ્તંભ ટકાવી દેહો
ઉભું છ નિદ્રાવશ ભૂપ સૈન્ય. ૬૨

પીધો પ્રિયાએ રસ જ્યાથી તેહ
ઓષ્ઠે ધરી શંખ ફુંક્યો કુમારે,
દીસે પીતો તેહથી એકવીર
સ્વયં જીત્યો શુ યશ મૂર્તિમંત ૬૩

પિછાની શંખધ્વનિ યોધ તેના
પાછા વળી નિદ્રિત શત્રુવચ્ચે
તેને જુએ, ચન્દ્રનું બિબ જાણે
સ્પુરે બિડાયા કમલોની વચ્ચે. ૬૪

૬૨ ગાંધર્વ અસ્ત્રથી રાજાઓનું સૈન્ય નિદ્રાવશ થાય છે, તેથી સૌના હાથ જ—જુઠા બની જાય છે ૬૩ શ્વેત શંખ જાણે રાજાનો મૂર્તિમાન યશ ન હોય.

'હુયેં તમારો યશ રાઘવે હા'
દયાથી ના જીવિતને હરે એ'
લોહી ભરી બાણુ તણી અણી
એણે લખ્યુ સૌ નૃપની ધ્વજમા ૬૫

ને ચાપઠેડે કર એક રાખી,
ઉતારતા પાવ, છુટાજ વાળે,
લલાટમા સ્વેદકણો ધરતો
બ્હીતી પ્રિયાને જઇ આમ કે'છે ૬૬

વૈદર્ભિ, જો મારી રજા છ, શત્રુ
શિશુ હરે હસ્તથી શસ્ત્ર તેવા–
ગાવીજ ચણ્ટાથી રણે તને સૌ
સ્પૃહેછ, મારે ડર આવો તોયે ૬૭

તેનુ અરિના ભયનો વિષાદ
જતા થતુ તુર્ત મુખ પ્રસન્ન
ફૂંકે પડયા વારિ કણો લુછયેથી
ફરી થતુ દર્પણ સ્વચ્છ જેમ ૬૮

રાજી છતા, લાજતી કથને—ના
જાતે—સખીવાકયથકી પ્રશમે,
ભૂમિ નવા વારિકણોથી છાટી
મયૂરનાદે ઘનવૃન્દને શુ ૬૯

૬૫ રાજાઓને ઘાયલ કરીને લોહીવાળી થયેલી ૬૭ જેના હાથમાથી બાળક પણ શસ્ત્રો હરી શકે તેવા (ઊઘતા) ૬૯ જેમ વાદળાના સમૂહને પૃથ્વી મોરના ટહુકારથી અભિનંદન આપે તેમ

ત્યમ ધરી નૃપ સૌને મસ્તકે પાદ ડાબો
રથતુરગભુજોથી જે ભુરા કેશવાળી
રણુવિજયની લક્ષ્મી દીસતી મૂર્તિમંત—
દુષણુ રહિત તેને લૈ જતો દોષમુક્ત. ૭૦

રઘુ પ્રથમથી જાણી લાવતો યોગ્ય પત્ની
વિજય કરી વળંતાને વધાવે. કુટુંબ
સકલ દઇ ભળાવી, શાંતિનો માર્ગ ઇચ્છે;
કુલધર મળતા રે' સૂર્યવંશી ગૃહે ના. ૭૧

૭૦ તેને=ઇન્દુમતીને પાદ ડાબો=શત્રુને શિરે પગ મૂકવો કે એમને હરાવવાનો અર્થ દર્શાવે છે ૭૧ શાન્તિનો માર્ગ=વનવાસમા આત્મચિન્તન કુલધર=વંશધર=યોગ્ય વારસ. ગૃહે 'રે' ગૃહસ્થાશ્રમને વળગી રહે

## સર્ગ આઠમો.

### અજનો વિલાપ.

પછી- સુંદર લગ્ન સૂત્રંન
ધરતા તે સુતને કરે નૃપે
વસુધા પણ સોપી દીધી છે
નહિ શું ઇન્દુમતી બિજીજતે. ૧

²નૃપના તનુજે કરેછ જે
મળવા પાપ અનેક તે અજે
મળી આવ્યું ગ્રહ્યું, પિતાતણી
ગણી આજ્ઞા, નહિ ભોગ લાલચે ૨

અભિષેક વસિષ્ઠના જળે
અજની સાથજ પામી મેદિની
કથતી કૃતકૃત્યતા નિજ
દિસતી ધોળી વરાળ કાઢીને ૩

૨ જે=જે રાજ્ય.

વિધિ કીધ અથર્વ જ્ઞાનીએ
હતી જેથી અરિ ના ઢુકી શકે
બળ્યું અસ્ત્રનું તેજ બ્રહ્મમાં
બનતો વાયુથી અગ્નિ સંગમ. ૪

જન મૈ। નૃપ નૂતનને ગણે
ફરી શું યૌવન પામિયો રઘુ
નહિ કેવળ તેની સંપદા
અજ પામ્યો, સઘળા ગુણોય તે. ૫

શુભ બેય વિશેષ શોભતાં
શુભવાળા ઉભયે મળ્યા થકી
અજથી પદ ઋદ્ધ તાતનું
વિનયે તેનું નવીન યૌવન ૬

સહુસાથી રિસાઈ જાય ના,
મૃદુતાથી ભ્રમ તે મહાભુજ
હમણાજ જીતેલી ભૂમિને
નવી પર્ણેલ વધૂ શું ભોગવે. ૭

'હું જ ભૂપતિનો છું માનિતો'
મનથી સર્વ પ્રધાન માનતા
નિધિ જેમજ સૌ નદી વિષે
ન અવજ્ઞા ઉચ્ચ ભૂપ એ ધરે. ૮

બ્રહ્મતેજ અસ્ત્ર—ક્ષાત્રતેજ સાથે મળવાથી જાણે કે અગ્નિ અને વાયુનો સમાગમ થયો ૮ સમુદ્ર નદીઓ તરફ જેમ સમભાવ ધરાવે છે તેમજ અજ પ્રધાન તરફ ધરાવતો હતો

અવિકારીજ ઇન્દ્રિયોતણો
નૃપ સંન્યાસી પુરી બહાર રે'
કુટિમાં, જ્યહિં સેવતી તદા
સુતની લક્ષ્મી વધૂની જેમજ. ૧૪

નૃપ વૃદ્ધ ધરે પ્રશાન્તિ જ્યાં
બનતો રાજ નવીન, તે કુલ
ધરતું નભની સમાનતા
શશી જ્યાં અસ્ત અને ઉગ્યો રવિ ૧૫

યતિ ભૂપતિ ચિન્હ ધારતા
રઘુને રાઘવને જનો જુએ
ભુમિ ઉપર અંશ ધર્મના
ન શું મુક્તિઉદયાર્થ આવિયા. ૧૬

ન છત્યુ જીતવા કરે અજ
નીતિવેત્તા સચિવોની સંગત,
મળવા પદ અક્ષર ધામ
રઘુ યોગી સતવાદી સંગ રે'. ૧૭

નિરખે જનકાર્ય જાતથી
ચઢી ન્યાયાસન ભૂપતિ યુવા,
કરવાજ સમાધિ નિર્જને
કુશને આસન વૃદ્ધ બેસતો ૧૮

૧૪ કુટિ=પર્ણકુટિ ૧૫ પ્રશાન્તિ=પ્રશમ=શમદમાદિકનું વ્રત
૧૬ મુક્તિઉદયાર્થ=મુક્તિ અને ઉદય માટે

અવિકારીજ ઇન્દ્રિયોતણો
નૃપ સંન્યાસી પુરી બહાર રે'
કુટિમાં, જ્યહિં નેવતી તદા
સુતની લક્ષ્મી વધૂની જેમજ. ૧૪

નૃપ વૃદ્ધ ધરે પ્રશાન્તિ જ્યાં
બનતો રાજ નવીન, તે કુલ
ધરતુ નભની સમાનતા
શશી જ્યાં અસ્ત અને ઉગ્યો રવિ ૧૫

યતિ ભૂપતિ ચિન્હ ધારતા
રઘુને રાઘવને જનો જુએ
ભુમિ ઉપર અંશ ધર્મના
ન શું મુક્તિઉદયાર્થ આવિયા ૧૬

ન છત્યું જીતવા કરે અજ
નીતિવેત્તા સચિવોની સંગત,
મળવા પદ અક્ષર ત્યમ
રઘુ યોગી સતવાદી સંગ રે' ૧૭

નિરખે જનકાર્ય જાતથી
ચઢી ન્યાયાસન ભૂપતિ યુવા,
કરવાજ સમાધિ નિર્જને
કુશને આસન વૃદ્ધ બેસતો ૧૮

૧૪ કુટિ=પર્ણકુટિ. ૧૫ પ્રશાન્તિ=પ્રશમ=શમદમાદિકનુ વ્રત
૧૬ મુક્તિઉદયાર્થ=મુક્તિ અને ઉદય માટે

અવિકારીજ ઇન્દ્રિયોતણો
નૃપ સંન્યાસી પુગી બહાર રે'
કુટિમાં, જયહિં સેવતી તદા
સુતની લક્ષ્મી વધૂની જેમજ. ૧૪ [૧]

નૃપ વૃદ્ધ ધરે પ્રશાન્તિ જયાં
બનતો રાજ નવીન, તે કુલ
ધરતું નભની સમાનતા
શશી જયા અસ્ત અને ઉગ્યો રવિ ૧૫

યતિ ભૂપતિ ચિન્હ ધારતા
રઘુને રાઘવને જનો જુએ
ભુમિ ઉપર અંશ ધર્મના
ન શું મુક્તિઉદયાર્થ આવિયા ૧૬

ન છુટ્યું છુતવા કરે અજ
નીતિવેત્તા સચિવોની સંગત,
મળવા પદ અક્ષર લ્યમ
રઘુ યોગી સતવાદી સંગ રે ૧૭

નિરખે જનદ્રાર્યં જાતથી
ચઢી ન્યાયાસન ભૂપતિ યુવા,
કરવાજ સમાધિ નિર્જને
કુશને આસન વૃદ્ધ બેસતો ૧૮

૧૪ કુટિ=પર્ણકુટિ ૧૫ પ્રશાન્તિ=પ્રશમ=શમદમાદિકનું વ્રત
૧૬ મુક્તિઉદયાર્થ=મુક્તિ અને ઉદય માટે

અવિકારીજ ઇન્દ્રિયોતણો
નૃપ સંન્યાસી પુગી બહાર રે'
કુટિમાં, જયહિ સેવતી તદા
સુતની લક્ષ્મી વધૂની જેમજ. ૧૪

નૃપ વૃદ્ધ ધરે પ્રશાન્તિ જ્યા
બનતો રાજ નવીન, તે કુલ
પરતુ નભની સમાનતા
શશી જયા અસ્ત અને ઉગ્યો રવિ ૧૫

યતિ ભૂપતિ ચિન્હ ધારતા
રઘુને રાઘવને જનો જુએ
ભુમિ ઉપર અંશ ધર્મના
ન શું મુક્તિઉદયાર્થ આવિયા ૧૬

ન છત્યુ છતવા કરે અજ
નીતિવેત્તા સચિવોની સંગત,
મળવા પદ અક્ષર ત્યમ
રઘુ યોગી સતવાદી સંગ રે' ૧૭

નિરખે જનકાર્ય જાતથી
ચઢી ન્યાયાસન ભૂપતિ યુવા,
કરવાજ સમાધિ નિર્જને
કુશને આસન વૃદ્ધ બેસતો ૧૮

૧૪ કુટિ=પર્ણકુટિ ૧૫ પ્રશાન્તિ=પ્રશમ=શમદમાદિકનું વ્રત
૧૬ મુક્તિઉદયાર્થ=મુક્તિ અને ઉદય માટે

અવિકારીજ ઇન્દ્રિયોતણો
નૃપ સંન્યાસી પુગી બહાર રે'
કુટિમા, જયહિ સેવતી તદા
સુતની લક્ષ્મી વધૂની જેમજ. ૧૪

નૃપ વૃદ્ધ ધરે પ્રશાન્તિ જયા
બનતો રાજ નવીન, તે કુલ
ધરતુ નભની સમાનતા
શશી જયા અસ્ત અને ઉગ્યો રવિ ૧૫

યતિ ભૂપતિ ચિન્હ ધારતા
રઘુને ગધવને જનો જુએ
ભુમિ ઉપર અંશ ધર્મના
ન શું મુકિતઉદયાર્થ આવિયા ૧૬

ન જીત્યુ જીતવા કરે અજ
નીતિવેત્તા સચિવોની સંગત,
મળવા પદ અક્ષર લમ
રઘુ યોગી સતવાદી સંગ રે ૧૭

નિરખે જનકાર્ય ખાતથી
ચડી ન્યાયાસન ભૂપતિ યુવા,
કરવાજ સમાધિ નિર્જને
દૃશને આસન વૃદ્ધ બેસતો ૧૮

૧૪ કુટિ=પર્ણકુટિ ૧૫ પ્રશાન્તિ=પ્રશમ=શમદમાદિકનુ વ્રત
૧૬ મુકિતઉદયાર્થ=મુક્તિ અને ઉદય માટે

અવિકારીજ ઇન્દ્રિયોતણો
નૃપ સંન્યાસી પુરી બહાર રે
કુટિમાં, બયહિં સેવતી તદા
સુતની લક્ષ્મી વધૂની જેમજ. ૧૪

નૃપ વૃદ્ધ ધરે પ્રશાન્તિ જ્યાં
બનતો રાજ નવીન, તે કુલ
ધરતું નભની સમાનતા
શશી જ્યાં અસ્ત અને ઉગ્યો રવિ ૧૫

યતિ ભૂપતિ ચિન્હ ધારતા
રઘુને રાઘવને જનો જુએ
ભુમિ ઉપર અંશ ધર્મના
ન શું મુક્તિઉદયાર્થ આવિયા ૧૬

ન જીત્યું જીતવા કરે અજ
નીતિવેત્તા સચિવોની સંગત,
મળવા પદ અક્ષર ત્યમ
રઘુ યોગી સતવાદી સંગ રે. ૧૭

નિરખે જનકાર્ય જાતથી
ચઢી ન્યાયાસન ભૂપતિ યુવા,
કરવાજ સમાધિ નિર્જને
કુશને આસન વૃદ્ધ બેસતો. ૧૮

૧૪ કુટિ=પર્ણકુટિ. ૧૫ પ્રશાન્તિ=પ્રશમ=શમદમાદિકનું વ્રત.
૧૬ મુક્તિઉદયાર્થ=મુક્તિ અને ઉદય માટે

અધિકારીજ ઇન્દ્રિયોતણો
નૃપ સંન્યાસી પુરી બહાર રે'
કુટિમાં, જ્યહિં સેવતી તદા
સુતની લક્ષ્મી વધૂની જેમજ. ૧૪

નૃપ વૃદ્ધ ધરે પ્રશાન્તિ જ્યાં
બનતો રાજ નવીન, તે કુલ
ધરતું નભની સમાનતા
શશી જ્યાં અસ્ત અને ઉગ્યો રવિ. ૧૫

યતિ ભૂપતિ ચિન્હ ધારતા
રઘુને રાઘવને જનો જુએ
ભુમિ ઉપર અંશ ધર્મના
ન શું મુક્તિઉદયાર્થ આવિયા. ૧૬

ન જીત્યું જીતવા કરે અજ
નીતિવેત્તા સચિવોની સંગત,
મળવા પદ અક્ષર ત્યમ
રઘુ યોગી સતવાદી સંગ રે'. ૧૭

નિરખે જનકાર્ય જાતથી
ચઢી ન્યાયાસન ભૂપતિ યુવા,
કરવાજ સમાધિ નિર્જને
કુશને આસન વૃદ્ધ બેસતો ૧૮

૧૪ કુટિ=પર્ણકુટિ. ૧૫ પ્રશાન્તિ=પ્રશમ=શમદમાદિકનું વ્રત.
૧૬ મુક્તિઉદયાર્થ=મુક્તિ અને ઉદય માટે

જીતિયો નૃપ શક્તિ સંપદે
નિકટેના નૃપ સર્વ એક તો
પરમાત્મ સમાધિથી બીજો
વપુમાં વ્યાપક પંચ પ્રાણને. ૧૯

ભૂમિમાં અરિકર્મનાં ફળો
નૃપ એ નૂતન ભસ્મ સૌ કરે
નિજ કર્મ પ્રજાળવા બીજો
ચતતો જ્ઞાનતણાજ અગ્નિથી. ૨૦

નિરખી ફળ તેમનું સહુ
અજ સામાદિ ગુણો પ્રયોજતો
ગણી ઢેફું સુવર્ણને સમ
રઘુ જીત્યો ત્રણ સૃષ્ટિના ગુણો ૨૧

ફળ કર્મનું પામતા લગી
વિરમે ના નૃપતિ નવીન એ
પ્રભુદર્શન થાય ત્યાં સુધી
સ્થિરબુદ્ધિ નૃપ યોગ ના તજે. ૨૨

અટકાવી અરિ ચ ઇન્દ્રિયો
રહીને જાગ્રત ગેઉ એ રીતે
પ્રગતિ વળી મુક્તિ ઇચ્છતા
ઉભયે સિદ્ધિ ઉભેય મેળવે. ૨૩

૨૦ અરિકર્મનાં=દુશ્મનોની જુદી જુદી કૃતિથી એમને પ્રાપ્ત થતાં. ૨૩ અરિચ=અરિ અને

પછીથી કહ્યું તું અજે ત્યમ
સમદર્શી કંઈ વર્ષ ગાળીને
રઘુ યોગસમાધિથી તમઃ-
પર પામ્યો પરમાત્મ રૂપને ૨૪

સુણી રાઘવ અગ્નિહોત્રીએ
વપુનો ત્યાગ પિતાતણો પછી
બહુએ રડી અગ્નિની વિના
કીધ મૃત્યુવિધિ યોગીઓ સહ. ૨૫

પિતૃભકિતથી પિતૃકાર્યના
વિધિજાણે કરી ઉત્તરક્રિયા,
વપુ તે રીત ત્યાગનાર સો
સ્પૃહતા પિંડ ન પુત્રના દિધા ૨૬

'પિતૃ સદ્દગત શોકયોગ્યના'
મળતાં તત્ત્વવિદોનું સાન્ત્વન
તજી શોક ધનુષ્ય તાણી એ
જગમાં એકજ આણ ફેરવે. ૨૭

૨૪ તમઃપર=તમોગુણની પારે રહેલું. ૨૫ અગ્નિની વિના સંન્યાસી થયેલાના દેહને અગ્નિદાહ વિહિત નથી એમને ભૂમિદાહ (દાટવાની ક્રિયા) કરવામા આવે છે. ૨૬ વપુ તે રીત=રઘુની માફક.

ભૂમિ, ઇન્દુમતી વધૂ વળી
વરી જે ઉત્તમવીર્યનો પતિ,
પ્રસવ્યા બહુ રત્ન પ્હેલીએ
સુત જાયો વળી વીર બીજીએ. ૨૮

દશ સો કિરણો તણા રવિ
સમ તેજે, દશ બાજુ જાણીતો
'દશ' ને 'રથ' યોજી નામ તે
દશકંઠારિપિતાનુ સુત કે'. ૨૯

શ્રુતિયજ્ઞથી, ને સુતે થકી
ઋષિનુ, દેવનું, પિતૃઓતણું
ઋણ ચૂકવી ભૂપ શોભતો
રવિ છૂટી જલચક્રથી જયમ. ૩૦

દુખીનો ભય ટાળવા બળ,
વળી વિદ્યા સહુ જ્ઞાની પૂજવા,
ધન કેવળ ના નૃપાલનુ
પર અર્થે ગુણ મૌ બીજાય તે. ૩૧

કદી તાત સુપૂતનો નૃપ
-જનનો પાલક-રાણી સાથ તે
પુરમાગ જતો, શચી સહ
સુરનો પાલક જેમ નદને ૩૨

૨૯ દશકંઠારિ=રામ દશ સો=હજાર દશ'ની સાથે 'રથ' જોડીને. ૩૦ શ્રુતિયજ્ઞ=વેદમા કહેલા યજ્ઞ જલચક્ર=પાણીનાં કુંડાળા. ૩૧ તેની વિદ્યા સુજ્ઞોને માન આપવા માટે હતી.

તવ દક્ષિણ અબ્ધિને તટે
શિવ ગોકર્ણ વસે તહીં જતા
ઋષિ નારદ બીન છેડવા
રવિના ઉત્તરકાન્તિ માર્ગથી. ૩૩

હતી દિવ્ય ફૂલે ગૂંથેલ જે
મૂકી માળા મુનિબીનને શિરે
હરી તે બળવાન વાયુએ
લીધી જાણે શુભગંધ લાલચે. ૩૪

કુસુમો પુંઠ ભૃંગ ઊડતાં
દિસતું તું મુનિ કેરૂં બીન તે
અપમાનથી વાયુના ન શું,
રડતું અંજનમિશ્ર આંસુએ. ૩૫

લજવંતી વસંતવેલની
સહુ શોભા, મધુગંધ ઋદ્ધિથી
સ્થળ પામતી દેવી માળ તે
મહિષીને સ્તન દેશ ઉન્નત. ૩૬

૩૩ બીન=વીણા ગોકર્ણ=એક તીર્થ. ઉત્તરકાન્તિ=જે માર્ગે રવિ ઉત્તરમાથી પાછો ફરે છે. ૩૫ અપમાનથી=જ ગલીપણાથી. વાયુ એને ઉડાડી રહ્યો હતો તેથી. ૩૬ મધુગંધ વગેરે નિશાનીથી. સ્થળ પામતી=આવી પડી.

નિજ રમ્ય રતને સખી સમી
ઘડી તેને નીરખી અચેત થૈ
મિચતી નયનો નૃપપ્રિયા
જયમ જ્યોત્સ્ના શશિ રાહુએ ગ્રહી ૩૭

થઇ ચેતન હીન અંગથી
પડતી તે પતિનેય પાડતી
ઢળતાં ભૂમિ તેલબિંદુઓ
ન પડે દીપક જ્યોત સાથ શું ? ૩૮

રડતાં અતિ આર્તનાદથી
ઉભયેનાં જનને સુણી દુઃખી
ખગ વાસી સરોજિનીતણાં
સરખા શોકથી શું રડી ઉઠે. ૩૯

વિંઝણો કરવાથી મૂરછા
વળી રાજાની ન રાણી તો ઉઠી,
કઇ આયુષ શેષ હોય તો
ઉપચારો બહુ થાય સાર્થક. ૪૦

જઇ ચેતન, જેની થૈ દશા
ફરી ચોજ્યા સરખાજ બીનથી
ધરતો નિતને પરિચિત
નિજ અંકે નૃપ પ્રેમી તેહને. ૪૧

૩૯ સરોજીની=કમળવાળુ સરોવર. ૪૧ ફરી ચોજ્યા સરખા=તૂટી ગયેલ સમું કરવા જેવું

ધરતો વિણુ ચેતના ફિકી
નિજ અંકે પડી એહને પતિ
દિસતો શશી શું પરોઢીએ
મૃગનું ઝાંખુંજ ચિન્હ ધારતો. ૪૨

થઇ ગદ્ગદ આંસુએ રડે
તજી સ્વાભાવિક ધીરતાય તે
થતું પોચું તપ્યેથી લોઢું યે
પછી શી વાત સચેતનો તણી. ૪૩

"કુસુમોય અડયે શરીરને
શકતા આયુષ જો હરી કદી
પછી બીજું નહિ શું સાધન
હણવા તત્પર દૈવનું બને? ૪૪

અથવા મૃદુ વસ્તુ મારવા
યમરાજા મૃદુથીજ માગતા
પડતાં હિમ, કષ્ટ જેહને
નલિની છે પહેલોજ દાખલો. ૪૫

કદી જો છવલેણ માળ આ
ઉર ધારું, કયમ ના મને હણે?
વિષ એ કદી થાય છે અમી
પ્રભુ ઇચ્છાથી અમી બને વિષ. ૪૬

૪૩ સચેતનો=સજીવન વસ્તુઓ ૪૫ હિમ પડવાથી જેને કષ્ટ=આપત્તિ ઊભી થાય છે, જે કરમાય છે.

અથવા મુજ ભાગ્ય વિકૃર્યે
વિધિએ વજ્ર જ આ હશે ઘડ્યું
કયમ કે રુખડો ન પાડિયો
હણી શાખા-વળગેલી વેલને. ૪૭

અપરાધ કિધા અનેક મેં
ન છતાં તે અપમાન કીધું, તો
કયમ તત્ક્ષણ યોગ્ય માનતી
જન નિર્દોષ હું થી અબોલડા? ૪૮

મુજને નકિ શ્વેત હાસ્યની!
શઠ-સ્નેહે કપટી-તુ માનતી,
ગઇ તેથી રજા લીધા વિના
પરલોકે ફરી પાછી નાવવા. ૪૯

ગયું, તું દયિતાની પાછળ
કયમ પાછું ફરિયું જ તે વિના
હતજીવિત મારું? છો સહુ
નિજ કર્મે અતિ તીવ્ર વેદના. ૫૦

સુરતશ્રમથી થયા તુજ
મુખ તે સ્વેદકણો હજીય છે
પણ જીવથી અરત પામી તું
ધિક્ અલ્પાયુષ પ્રાણીઓ તણું! ૫૧

૫૦ હતજીવિત=અભાગીયું જીવન અથવા ચેતન.

મનથીય તને અગોઠતું
કીધું ના આગળ મે, તજે શીદ ?
ભૂમિનો પતિ નામનોજ હું
મુજ ભાવે ભરી પ્રીતિ તું પરે ૫૨

તુજ વાંકડીયા ફૂલે ગુંથ્યા
ભ્રમરશ્યામ હલાવી કેશને
દિવઆશ વરોરુ વાયુ આ
જગવે છે તુજ ઊઠવા તણી ૫૩

હસિતે ! હરવો ઘટે છ તો
ઉઠીને શીઘ્ર વિષાદ માહરો
તુહિનાદ્રિગુહાતમ નિશે
હરતી તેજથી ઔષધી જ્યમ ૫૪

ઝુલતી લટ, શાન્ત વાણીનું
દિલ મારૂં દુભવે છે આ મુખ
ભિતરે રવ ભૃંગનો શમી
શું નિશે પદ્મ બિડાયું એકલું ૫૫

શશિને ફરીથી નિશા મળે
વળી વ્હાલી સહચારી પક્ષીને
ત્યમ તે ઉભયે વિયોગ સ્હે
ગઈ તું છેક બળું ન કેમ હું ? ૫૬

૫૩ વરોરુ=સુંદર જાંઘવાળી ૫૪ તુહિનાદ્રિ=હિમવંત ૫૫ રવશમી=ભ્રમરનો શબ્દ અંદરજ શું ગળાઇ જવાથી ૫૬ સહચારી=ચક્રવાક

નવપલ્લવ સેજમાં સુતાં
દુખતું જે મૃદુ અંગ તાહરૂં
કયમ તે ચઢવું ચિતાપરે
સહશે એજ વરોરુ કે' મને'. ૫૭

તુજ વ્હાલી, રહસ્યની સખી,
ગતિની ચંચલતા જતાં મુંગી
રશના સૂતી નાજ ઉઠવા
તું સમી જીવતીનાજ ભાસતી ૫૮

મધુર સ્વર કોકિલા વિષે
મદધીમી ગતિ ગજહંસીમાં
હરણી મહીં દૃષ્ટિ ચંચલ
રમણો વાયુઝુલંત વેલીમાં ૫૯

સ્વરગે પળવા અધીરી તે
મુજ માટે ગુણ સૌ મૂકયા છતાં
વિરહે તવ આ અતિ દુખી
દિલને ના અવલંબ દૈશકે ૬૦

વળી કલ્પિયું તેજ જોડું આ,
ક્રુલિની ને સહકારનું રૂડે
વિણકીધ વિવાહ તેહનો
જતી તે ના ઘટતું તને જરી ૬૧

૫૮ રશના=મેખલા ૬૧ ક્રુલિની આંબાનું માદા જાતનું વૃક્ષ

પુરતી તુજ કોડ જેહના
પરશે તેહ અશોક ફૂલ જે
તુજ કેશનું ભૂષણ કયમ
ધરૂં હું અંતિમ અંજલિ વિષે ? ૬૨

સ્મરી નૂપુરનાદયુક્ત તે
પરને દુર્લભ પાદતાડનો
સલુણી, કુસુમાશ્રુ વેરતો
કરતો શોક અશોક તાહરો ૬૩

મુખવાયુ સમા બકુલથી
અરધી જે ગુંથી મારી સાથ તે
અધુરીજ વિલાસમેખલા
મૂકીને કિન્નરકંઠિ સૂતી કાં ? ૬૪

સખીઓ સુખદુઃખભાગી આ
પડવાના શશી શો વળી સુત
વળી પ્રેમી અનન્ય હું, છતાં
હઠથી નિષ્ઠુર કૃત્ય આ તુજ ૬૫

૬૩ સુંદરી પોતાના ચરણથી સ્પર્શ કરે છે તોજ અશોકને ફૂલ આવે છે એવો અભિપ્રાય છે ૬૪ બકુલ=એક પુષ્પ જેની ગંધ સ્રીના શ્વાસ જેવી હોય છે ૬૫ પડવાનો શશી=છેક નાનો

ગઇ ધીરજ, ગૈ વહી રતિ,
શમ્યું ગાને, ઋતુમાં ન ઉત્સવ
ગયું આભ્રણનું પ્રયોજન
થઇ આજે સુની સેજ માહરી. ૬૬

ગૃહિણી સખી ગુપ્ત—મંત્રી તું
પ્રિય શિષ્યા લલિતા કલા વિષે
કરુણાહીન મૃત્યુએ કહે
હરિયું ના મુજ શું તને હરી. ૬૭

મદિરાક્ષિ, મુખેથી દીધું મેં
રસવાળું મધુ પી પછી કયમ
પીશ અશ્રુમલિન અંજલિ
જલકેરી પરલોકમાં મળી? ૬૮

સહુ વૈભવ છે છતાંય તે
અજનું આટલું તું વિના સુખ,
બીજી લાલચને ન હું વશ
મુજ ભોગો સહુ આશરે તુજ. ૬૯

ત્યમ શોકરસે ભર્યું બહૂ
રડતો ભૂપ પ્રિયાની આગળે
તરુને રસરૂપ અશ્રુઓ
તણી ધારા વરસાવતાં કરે. ૭૦

૬૬ રતિ=ક્રીડા શમ્યું-બંધ થયું. ૬૮ સ્વજનો રડે છે તેના આંસુ પ્રેતને પીવા પડે છે. અથવા અંજલિ આપતા તેમાં આંસુઓ પડે તે ૭૦ વૃક્ષો પણ રસરૂપી આંસુઓ પાડતાં હતાં.

પછી ભૂપતિ અંકથી ક્રમે
લઈ તે સુંદરીને સગાં સહુ
સજીને મરણાભ્રણો ધરે
અગરુ ચંદનની ચિતા પરે. ૭૧

"સ્ત્રીની પાછળ શોકથી મુઓ
નૃપ જ્ઞાતા," અપવાદ એથી બ્હી
વપુ ભસ્મ ન રાણી સાથ એ
કરતો, જીવન લોભથી નહિ. ૭૨

ગુણમાત્રથી જે રહેલી તે
ગૃહિણી કારણ તે બહુશ્રુતે
કરિયા વિધિ વૈભવે ભર્યા
પુર બાગે દસ વીતતાં દિનો. ૭૩

દિસતો વિધુશો નિશા જતાં
પુરમાં રાણી વિના પ્રવેશતો,
પુર—સુંદરીના 'મુખાશ્રુમાં
નિરખંતો નિજશોકઉભરો. ૭૪

લહી ધ્યાનથી આશ્રમે રહ્યા
ગુરુ જે દિક્ષિત યજ્ઞ કારણે
દુઃખમોહિત એહ ભૂપને
ઉપદેશે નિજ શિષ્ય મોકલી ૭૫

૭૩ બહુશ્રુત=જ્ઞાની. ૭૫ લહી=(આ) જાણી.

તમ દુઃખનિમિત્ત જાણીને
અધુરો મૂકી વિધિ મુનીશ્વર
ન શકયા અહીં આવી જાતથી
દિશ ભૂલ્યા તમને દિલાસવા ૭૬

ગુણવાન, મને કહેલી તે
લઘુ સંદેશની વાણી સાંભળો
નૃપતિ, સુપ્રસિદ્ધ શકિતના
તમને એ ઉર ધારવી ઘટે. ૭૭

નિજ જ્ઞાન તણી અબાધિત
નજરે આદિપુરુષપાદ આ
ત્રણલોક વિષે જુએ ત્રણે
થયલું, જે થતું, ને થવાનું તે ૭૮

પૂરવે તપ ઉગ્ર સાધતા
તૃણબિન્દુથી ડરી સુરદરે
તપવિઘ્ન કર્તી અપ્સરા
હરિણી તેની સમીપ મોકલી ૭૯

૭૭ ગુણવાન=હે ગુણવાન ૭૮ અબાધિત=જ્યાં ચાની અથવા પહોંચી શકતી આદિપુરૂષપાદ=આ ત્રણે લોક આદિપુરૂષ=વિષ્ણુના પાદ=ચરણ રૂપ છે જુએ=જોઇ શકે છે

શમતીર પ્રલેતરંગ શા,
અતિ ક્રોપે તપભંગ, શાપ દે
'ભૂમીમાં બન સ્ત્રી તુ" સંમુખે
મધુરા વિભ્રમ દાખનારીને. ૮૦

'પરતંત્ર હું છુ ક્ષમા કરો
ભૂલની' તે વદી તો તપસ્વીએ
કહ્યું તું 'સ્ત્રી રહીશ જ્યાંસુધી
સુરપુષ્પો નજરે ન દેખીશ' ૮૧

ક્રથકૈશિક વંશ જન્મીને
થઇ તારી ચિરકાળ રાણી તે
નભથી પડ્યું શાપમુક્તિનુ
મળતાં કારણ મોક્ષ પામી છે ૮૨

ન ઘટે ગઇ તેની ચિન્તના
જનમ્યાં માટ વિપત્તિ છે ઉભી
કર પાવન આ મહી તણું
વસુધા છે નૃપની ખરી વધૂ ૮૩

૮૦ શમરૂપી મતના કાંઠાને તોડવામાં પ્રલયના તરંગ જેવા ક્રોધથી તપભંગ=તપભંગ થયો. ૮૨ શાપમુક્તિનું કારણ દેવતાઇ ફૂલો જુએ ત્યારે એનો મોક્ષ થવાનો હતો એ મોક્ષનું કારણ દેવતાઇ ફૂલો મળતાં ૮૩ જનમ્ય=જન્મ પામનાર સૌ કોઇ

ઉદયે યમી થૈ નિવારીને
મદનિન્દા નિજજ્ઞાન દાખવ્યું
ઉરને પરિતાપ આપતી
જીતીને કાયરતા પ્રકાશને. ૮૪

રડવાથી શું તે તને ફરી
મળવાની ? ન મર્યાથી પાછળે;
પરલોક જનાર સર્વની
નિજ કર્મોથી જુદીજુદી ગતિ. ૮૫

મનથી તજી શોક પત્નીને
કર સંતુષ્ટ જલાંજલિથકી
'પ્રિયના નિત અશ્રુસ્રાવથી
મરનારું બળશે' જનો કહે ૮૬

મરવું જીવનો સ્વભાવ છે
જીવવું એક વિકાર સુજ્ઞ કે,
ઘડી જો રહે જીવ જીવતો
નકી તે લાભ મહાન એહને. ૮૭

૮૪ મદનિન્દા=મૂર્તથી ઉત્પન્ન યની નિન્દા ૮૫ પાછળ મરનાથી પણ નથી મળવાની ૮૬ જલાંજલિ=પ્રેતતર્પણ

ઉર-સ્થાપિત શલ્યની સમું
પ્રિયનું મર્ણ ગણેછ મૂઢ, ને
સ્થિર બુદ્ધિ જ ખેંચી કાઢિયા
શર શું મુક્તિનું દ્વાર માનતા ૮૮

વળી દેહની સાથ દેહીનો
નિત સંયોગ વિયોગ ઓળખ્યો
વિરહે પછી બાહ્ય વસ્તુને
કયમ સંતાપજ થાય સુજ્ઞને ૮૯

નહિ સંયમીશ્રેષ્ઠ! પામરો
જયમ થાવું વશ શોકને ઘટે
તરુને ગિરિ માંહી ફેર શું
જરી વાયુથીજ બેઉ જો હલે? ૯૦

કહી 'વારુ' ઉદારમતિ ગુરુના
વચન ગ્રહી દે છ રજા મુનિને
પણ તે ન હરે ઉર શોક ભર્યે
જતું પાછું જ શું ગુરુનીજ કને ૯૧

સાચો સૌમ્યવચની ભૂપ માંડ કાઢે
વર્ષો આઠ તનુજના શિશુત્વ લીધે
પ્રિયાની સદૃશજ આકૃતિ નિહાળી
ને સ્વપ્ને ક્ષણિકજ સંગના સુખોથી ૯૨

૮૮ ખુંપી ગયેના બાણને ખેંચી કાઢવાથીજ દુઃખમાંથી મુક્ત થવાય છે ૯૧ મુનિને=મુનિના શિષ્યને તે=તે વચન શિશુત્વ લીધે=પુત્ર બાળક હતો તેથી

એ શોકનું શર બળેથકી ઉર વીંધે
એનું અગાશીભૂમિ અંજીરઅંકુરો શું,
ને જીવલેણ વ્રણનોય અસાધ્ય વ્યાધિ
વ્હાલીની પાછળ જવા ઝટ લાભ માને. ૯૩

સારૂ શિખેલ વળી બખ્તરધારી પુત્ર—
ને લોકરક્ષણ વિષે વિધિસાથ સ્થાપી
રોગિષ્ટ દુઃખથી ભરેલ શરીર ગેહ
ને ત્યાગવા મન કરેઉપવાસ માટે. ૯૫

જ્યાં ગંગાને સરયૂ નદીનાં તીર્થ વારિ મળે, ત્યાં
દેહ ત્યાગી અમરગણના પામીને તુર્ત રાજા
પ્હેલાંથીએ રમણીય વધુ પ્યારી સંયોગ પામી
ક્રીડાગારે રમણ કરતો નંદનોદ્યાનમાંના. ૯૫

૯૩ અગાશીભૂમિ=અગાશીની છો વ્રણ=ભગંદર. ૯૫ પ્હેલાંથી અધિકરૂડી=દેવતાઇ રૂપવાળી.

## સર્ગ નવમો.

### દશરથની મૃગયાનું વર્ણન.

જીતીજ ઉત્તર કોમલ મ્હારથી
દશરથે કીધું રાજ્ય પિતા પછી;
વળી જીત્યો મહુ ઇન્દ્રિય ધ્યાનથી
નૃપતિઓ યતિઓ મહીં મુખ્ય તે. ૧

કુલક્રમે મળિયું નગર પ્રજા
સહુ નૃપાલ યથાવિધિ પાળતો
ગુહ સમાન પરાક્રમી વીર એ
નૃપવિષે સવિશેષજ શોભતું. ૨

શ્રમતણું સમયે ફલ આપતા
કદરદાન બુધો કહે બેઉને,
બલરિપુ વળી તે મનુવંશના
ધનપતિ નૃપતિ કુલદીપને. ૩

૨ ગુહ=સ્કંદ=કુમાર ૩ કાર્તિકેય. બલરિપુ=ઇંદ્ર

ન જનમાં કદી રોગ ધરે પદ
શી રીત હોય પગભવ ગત્રુથી
સુગ ગું શોભિત તે અજપુત્રના
ફલદુધા વસુધા બની રાજ્યમાં. ૪

દશ દિગન્ત છતી રઘુએ ભરી
ગ્રીધી, અજે અદકી કીધ એ થકી
ન બળમાં ન્યૂન તે નૃપ પામીને
ફરીથી તે રિઝતીજ દિસે મહી. ૫

સમપહ્યે યમને, વસુ આપીને
ધનદને, આત તેજથી સૂર્યને,
વરુણને વળી દુર્જનશાસને
ભૂપતિએ પ્રતિએથી અનુસર્યો ૬

ન મૃગયા તણી મેજ ન વા દ્યુત,
શશી છબી થકી શોભતુ મદ્ય કે
નવીન યૌવનવાળી પ્રિયાય તે
ઉદય ઉદ્યતના દિલને હરે. ૭

૪ ફલદુધા=ફલને દુઝનારી=આપનારી ૬ યમને ન્યાય પ્રિય છે, કુબેર ધનના સ્વામી છે, સૂર્યતેજસ્વી છે, અને વરૂણ દુષ્ટોના શાસક છે. પ્રતિ=રીત.

પ્રભુય વાસવ પાસ ન દીન શા,
વળી નહિ હસતાય જુઠા કદી
ન અરિને પણ ક્રોધ જીતે કહ્યા
વચનને મનને કટુ લાગતા ૮

નૃપતિઓ રઘુવંશી નૃપાલથી
ઉદયને વળી અસ્ત અનુભવે
સુહૃદ આણ નહિ હણનારનો
વજરના ઉરનો અરિને થતો ૯

ધનુ ધરી ઉદધિ વીંટી મેદિની
નૃપતિએ જીતી એક રથે થકી
ગજવતું જય એહનું સૈન્ય જે
ગજહયો જયહોશી તણુ બન્યુ ૧૦

ધનુ ધરી છુપી બેઠકના રથે
ધનદશો ધનવાન જતો જવ
ભૂમિ જયાર્થ, કરે નિધિ આગળે
સુઘન નાદ નિનાદ શુ ભેરીનો ૧૧

ગિરિતણું ભવ પાખનું વાસવે
હરિયું વજ્રથકી શત ધારના
ત્યમ હરે અરિનું કમલાનન
અતિરથી તીરથી ધનુથી ગર્યા ૧૨

પ્રભુય=મહાન છતા ૧૦ જય હોશી=જય માટે હોશીલા ૧૨ કમલાનન=કમલ જેવા મ્હોવાળો તે

નખપ્રભા પડતાં વધુ રંગિત
મુકુટના મણિકિર્ણ થકી, પદે
શત અડે નૃપ અક્ષતવીય ને,
શું અમરો અમરેન્દ્ર તણે પદે. ૧૩

સચિવ શીખથી જ્યાં કુંવરો નમ્યા,
ભૂપણ હીન અરિસ્ત્રી પરે દયા
તહીં ધરી, ઉદધિતટથી વળ્યો
ન હલકી અલકાથી પુરી ભણી. ૧૪

ધવલ છત્ર ધરે શિર એક એ,
સરતી છિદ્રથી શ્રી લહી, ઉદ્યમી,
ઝળકતો વીર એ શશિ, અગ્નિશો
નૃપતિ દ્વાદશ મંડળ મધ્યમા. ૧૫

કદી ન યાચકની પ્રતિ અલ્પ જે,
વરુણ તેહ કકુત્સ્થ કુલે દીવો
પુરૂપ તેમ સ્વયંભૂ, પતિવ્રતા
શ્રીકમલા કયમ લે દિલમા બીજો. ૧૬

૧૪ અયે,ધ્યા અલકાપુરીથી ઊતરતી ન હોતી ૧૫ જરા-પણ છિદ્ર=બેદરકારી રહે તો લક્ષ્મીનો નાશ થાય માટે ઉદ્યમી આસપાસના બાર રાજાઓનુ મંડળ. ૧૬ લક્ષ્મી બીજાને શી રીતે વરે.

ગિરિતણી નદીઓ નિધિને જયમ,
અરિ પ્રતિ શર પ્રેરક એહને
મગધ કોસલ કેકય રાજની
કુંવરીઓ વરીઓ પતિને સ્થલે ૧૭

અરિવિનાશ તણી તક જાણતો
ત્રણ પ્રિયાથી દિપે, જયમ વાસવ
ભૂમિ પ્રજાપર રાજય ચલાવવા
ભૂ ઉપરે ઉતરે ત્રણ શકિત લૈ ૧૮

ગણુ સુખે થઇ શક્રસહાય તે
નિજ શરે ભયમુકત થયેલ સૌ
સુરવધૂ સુખથીજ મહારથી
સ્વર ઉચે સ્વઋચા ગવડાવતો ૧૯

કેતુ વિધેજ સ્વપાઘ ઉતારતો
દશ દિશેથી વસુ સ્વભુજે હરી
રૂચિર રોપી સુવર્ણ યૂપો કરે
તમસુના તમસા—સરયૂ તટો ૨૦

અજીન, દંડ અને કુશ-મેખલા
મૃગનુ શૃંગ ધરત સુનિવ્રતે
યજન દીક્ષિતના વપુમાં વસી
જગદીશે અતિશે દ્યુતિ દાખી છે ૨૧

૧૭ ગિરિથી વહેતી, સુરવધૂ=અપ્સરાઓ ઋચા=સ્તુતિ ૨૦ તમસુના=અંધારા વિનાના ૨૧ અજીન દંડ વગેરે યજ્ઞ દીક્ષાના ચિન્હ છે.

અવભૃથવ્રતી, ઇન્દ્રિય સંયમી
સુરસભા ભળવા પણ યોગ્ય તે
નૃપતણું નમતું શિર કેવલ
નમુચિના રિપુ વૃષ્ટિદ દેવને. ૨૨

બહુ સમે, બલી, એકરથી, ધરી
ધનુષને થઇ અગ્રણી ઇન્દ્રનો
રવિ ભણી ઉડતી રણ રેણુને
રૂધી રહે રૂધિરથી અસુરને. ૨૩

યમ કુબેર વરૂણ મહેન્દ્રશા
ધુરિણ, પૂજ્ય, પરાક્રમવંત એ
નૃપતિને નવ પુષ્પથી સેવતો
અવસરે પ્રસરે છ વસંત તો ૨૪

ચહી કુબેર તણી દિશમાં જવા
અરૂણ સારથીએ રથ વાળતાં
હિમ નિવારી, પ્રભાત રવિ કરે
વિમલ, આ મલયાચલ ત્યાગ તો ૨૫

ફુલ ખિલ્યા, નવ પલ્લવ તે પછી
ભ્રમર, કોકિલનુ પછી કૂજન
તરુ ભરેલી વનસ્થલી તે મહીં
ઉપક્રમે પ્રકટે છ વસંત ત્યાં. ૨૬

૨૨ નમુચીના રિપુ=ઇંદ્ર ૨૩ વૃષ્ટિદ=વરસાદ આપનાર રૂધી રહે=અટકાવતો ૨૪ ધુરિણ=ધુરધર, ૨૫ વિમલ=ચોખ્ખુ મલયાચલ દક્ષિણમા કલ્પાયો છે. વસંતના આરંભમા સૂર્ય દક્ષિણ માથી વળે છે.

નૃપતણે નીતિને ગુણ સંશ્રયા
સદુપયોગી ધને જયમ યાચકો,
ભ્રમર ને જળપંખી બહુ મળ્યાં
સર હસંત વસંત સરોજ પે. ૨૭

સ્મર ઉદ્દીપક થાય વિલાસીને
ઋતુનું પુષ્પ અશોકનું માત્ર ના,
નવીન અંકુર એ મદ પ્રેરતો
ભૂષણ જે શ્રવણે દયિતા તણે. ૨૮

ઉપવનશ્રી તણી મધુચીતરી
વળી નવી પુલપાંદડીની સમા
ભ્રમરને મધુદાન ઉદારજે
કુરબકા રવકારણ થાય છે. ૨૯

સુમુખીના મુખને રસ જન્મિયા
સમગુણી સુમનો ખિલી ઊઠતાં
મધુમુખી વડી ભૃંગની હારથી
બકુલ સંકુલ શું બની રે' તવ ૩૦

શિશિર કેડ મધુશ્રી ઉગાડીયા
ખિલી ઉઠે કળીનાં જૂથ કિંશુકે
નખવણોનુ શું ચિહ્ન પિયુપરે
મદથી ભૂલી લજા લલના કિધું. ૩૧

૨૭ ધને=ધન માટે. વસંતની સંપદા બધી દેખાય છે. ૨૯ કુરબકા=એક વૃક્ષની જાત. ૩૦ સંકુલ=ગીર્દિવાળું. ૩૧ ભૂલી લજા=લાજ છોડીને.

મણિમુજયા વધૂના અધરો પીડે
જઘનથી દૂર કાંચી કરાવતું
હિમ, કરે કંઇ ઓછું છતાંય તે
સરવને રવિ ના હરી તો શકે. ૩૨

મલયવાયુથી પત્ર જરી હલ્યે
અભિનયો કરી આમ્રલતાયશું
કળીભરી કલિકામ જયી તણું
મદિલ તે દિલને કરતી હતી. ૩૩

ધીમી વિમુગ્ધ વધૂની કથા સમું
પ્રથમ કોકિલનું મિત કૂજન
સુરભિ ગંધથકી ભરપૂર એ
સુમનસૌમ્ય વને શ્રવણે પડે. ૩૪

ભ્રમરગુંજન ગાન શ્રુતિમીઠું
ફૂલ જયહીં મૃદુ દંતની હારશાં,
કુંપળથી કરતાલ દિયે ન શું
ઉપવને પવને હલતી લતા. ૩૫

કુશલ જે મીઠું ક્રીડન સર્જવા
સુરભિગંધથી કેસરથી ચઢે
સ્મર ઉદ્દીપન મધ પીએ સ્ત્રીઓ
સ્વપતિની પ્રતિ નેહ અખંડથી. ૩૬

૩૨ હિમ=અતિશય ઠંડી. ૩૩ કલિકામજયી=કલિ અને કામને જીતનારા યોગી. મદિલ=મદવાળું. ૩૫ લતાને નવીન પ્રિયતમા સાથે સરખાવી છે.

રણકતી છુટી કાંચી, સ્મિતે મુખો
અધિક સુંદર, ધારતી સ્ત્રી સમી
ગૃહની વાવ દીસે કમળો ખિલ્યે,
જલ વિહંગ લવી મદથી રહ્યે ૩૭

મધુથી ખડિત, ને ફિકી કાન્તિની
મુખ વિષે શશિના ઉગવા થકી,
ન પ્રિયસંગસુખો મળતા પ્રિયા
સમ જતી રજનીય વિવાઇ તે ૩૮

હિમ જવા થકી ગૌર પ્રભાતણા
સુરતના શ્રમના હરનાર તે
કિરણથી ફૂલ ચાપ સજાવતો
હિમકરે મકરધ્વજ દેવનું ૩૯

હુવનવહ્નિ સમાન પ્રકાશતું
વનશ્રીનું ન શું હેમનું કુંડળ
પિયુ ગુંથ્યું ફૂલ સુંદરી ધારતી
તીં' અવડે દલકેસર કોમળું ૪૦

૩૭ લવી=મોવી સ્રીનું હસતું મ્હો ખીલતા કમળ સાથે અને ઝણકાર કરતો કંદોરો (કાચી) બોલતા પક્ષી સાથે સરખાવેલ છે ગૃહોનીવાવો સ્રીઓ જેવી દેખાય છે તેમા ઉપરના લક્ષણો છે તેથી ૩૮ મધુ=વસત=ચૈત્ર ચૈત્રમા રાત્રી ખડિત=ટૂકી થાય છે મુખ= શરૂઆત મ્હો ચંદ્રોદયથી રાત્રી ઝાખી છે ૩૯ મકર ધ્વજ=કામદેવ.

અધિક તેહ વનસ્થલી શોભતી
ભ્રમર, અજનબિન્દુ સમા રૂડા
કુસુમ પક્તિ વિષે બહુ બેસવા
થી તિલકે, તિલકે પ્રમદા જ્યમ. ૪૧

મધુસુગધી ભરી, કુસુમે રચી,
કુપળના અધરે રહી શોભી તે
સ્મિતની કાન્તિ ધરી નવમલ્લિકા,
શુ તરૂણી તરૂની, હરતી મન ૪૨

અરૂણથી વધુ લાલ દુકૂલથી
શ્રવણની પરના યવપલ્લવે
કૂજન કોકિલનાથી વિલાસીઓ
સ્મરબળે અબળા વશ સૌ થતા ૪૩

અવયવે કણ શ્વેતથી જે ભરી
ભ્રમરવૃન્દસમાગમ પામતી
તિલક મજરી શોભતી સુદર
શુ અલકે ઝળકે જૂથ મોતીનાં ૪૪

૪૧ તિનક (૧) એક ફૂલ ઝાડ (૨) ટીલુ ચાદલો તિલકના ઉપર બેઠેલા ભમરો સ્ત્રીના તિલક જેવા દેખાય છે ૪૨ નવમલ્લિકાનો કુપળો ઓષ્ઠ જેવી છે ૪૪ અલક=વાળ

મદન ધન્વી તણા ધ્વજવસ્ત્રશી
ઋતુશ્રીને મુખ ચૂર્ણપ્રભાપ્રદ
ભ્રમરવૃન્દ પળે રજ કેડ તે
ઉપવને પવને ફૂલથી ઉડી ૪૫

નવ હિંડોળ વિષે ઋતુ ઉત્સવે
યુવતીઓ ગ્રહવા પિયુકંઠને
ચતુર, ખાટની સાંકળ ઝાલતી
ભુજલતા જલના શી ઢિલી કરી ૪૬

'મૂકીજ માન દિયો, બમ કલેશથી
વય ન ભોગની ગૈ ફરી આવશે'
ત્યમ શિખાવતી કોકિલને સૂણી,
સ્મરમતિ રમતી વધુઓ ઘરે ૪૭

પછી વસત તણા સહુ ઉત્સવો
પ્રીતિથી ભોગવી સ્ત્રીજન સાથ તે
મધુરિપુ, મધુ, મન્મથની સમા
નૃપતિને પ્રીતિ થૈ મૃગયા પરે ૪૮

૪૫ મદનધન્વી–કુસુમાયુધ કામદેવ ઋતુની લક્ષ્મીરૂપીસ્ત્રીને માટે મુખની કાન્તિને વધારનારા ચૂર્ણ જેવી રજો ૪૬ જલના શી=પાણી જેવી ઢીલી ૪૭ સ્મરમતિ=કામભોગની ઇચ્છા

"ક્રૂરતું લક્ષ્ય વિંધ્યાની કલા મળે
ભયનું, ક્રોધનું ચિન્હ જણાય છે
શ્રમજયે વપુને ગુણકારી એ."
સચિવને વચને નૃપ તો જતો. ૪૯

વનવિષે ઘટતાં ધરી વસ્ત્રને
વિપુલ કંઠવિષે ધનુ રાખતો
નભ ઉલેચ ન શું નૃપ બાંધતો
હયખરી વિખરી રહી રેણુથી. ૫૦

શિરપરે વિંટી છે વનમાળને
કવચ અંગ પલાશ શું રંગિત
હયછલંગથી કુંડળ હાલતાં
દીપી રહે રૂરૂએ ભરિયાં વને. ૫૧

વપુ પ્રવેશ કરી ઝીણી વેલીમાં
ભ્રમરમાં મૂકી નેત્રક્રિયા, રૂડાં
નયનનો નયથી નિજ લોકનો
મનરખો નીરખ્યો વનદેવતા. ૫૨

શ્વનપતિ, વાઘરીયે જઇ ઘેરીયું
નહિ દવાગ્નિ, નહિ વળી ચોર જ્યાં

૪૯ એ=મૃગયા ૫૧ રૂરૂ=એક જાતના મૃગથી ભરેલા
વનમાં રાજા શોભતો હતો. ૫૨ નયથી=અદલ ન્યાયથી મનરખો=
મન રીઝવનારો રાજાને જોવા માટે વનદેવતાએ વેલીમાં પ્રવેશ કર્યો

સરખી શોાં હયમાટ વને જતો
બહુ મૃગો, વિહગો, વળી રોઝ જ્યાં. ૫૩

ધનુષ ઈન્દ્રનું ભાદરવે ન શું
કનકશી પીળી વીજની દોરિનું
ધનુષ, આધિથી મુક્ત કરે ધરે
નરપતિ રીડથી સિંહ ખીજવી ૫૪

ત્યાં તેની આગળ મુખોમહીં દર્ભવાળા
દોડેછ યૂથ મૃગનાં સ્તનપાન કર્તાં
બચ્ચા ઘડી ઘડી ગતિ હરિણીની રૂંધે,
છે કાળીયાર ગરવે ભરિયા અગાડી. ૫૫

તે ભૂપનો ત્વરિત અશ્વ પુઠે પડે છે
ભાથાથી બાણ છુટતાં વિખરાતું યૂથ,
કાળુ કરેછ વન વ્યાકુલ આર્દ્ર નેત્રે
વાયે હલ્યાં કમલપત્રતણી સમાણાં ૫૬

ડીધેલ લક્ષ્ય મૃગનું વપુ છાઇ ઉભી
હર્ણી નિહાળી હરિ શો બળવાન તેહ

૫૪ આધિ=પીડાથી મુક્ત રાજા રીડ=બૂમાબૂમ ૫૬ હરણોનાં વ્યાકુળ નેત્રો પવનથી હાલતાં કમળ પત્રો જેવા લાગે છે. ૫૭ હરિ=સિંહ

કામીપણુથી દિલમાં બનીને દયાળુ
લૈ લે છ પાછું શર તાણિયું કર્ણસુધી ૫૭

ભ્રાંતિભરી નવવધૂતણી નેત્રચેષ્ટા
સંભારી દે અતિવ ત્રાસથી કંપતા જે
તેવાં બિજાં મૃગપરે શર છોડતાં એ
કર્ણાંત જૈ કઠિન મૂઠી પડે છ ઢીલી. ૫૮

ઠંડા તળાવ થકી કાદવથી ઉઠેલા
તે દોડતા સુવરનો પકડે છ માર્ગ
જે લાંબી ભીની પદ હાર થકી જણાતો
ને મોથના વળી વચે વિખરાઇ કલ્લા. ૫૯

અંગે હુયેથી વળતો કઇ જેહ વાંકો
એની પ્રતિ ભુંડ ધસે કરી વાળ ઉચી
વિંધાઇ જાય પણ તે પુંઠ પાછળે ના
વૃક્ષોની સાથ શરથી, ખબરે પડે ના. ૬૦

સામે ધસે તુરત કો વગડાઉ પાડો
ને તેની આખ ભણી બાણ મહીપ મૂકે
વીંધી વપુ ન ખરડાઇ પીંછે રૂધિરે
તેને મહી પ્રથમ પાડી પડે પછી તે. ૬૧

૫૭ કામીપણુાથી હરણુના યુગલને વિયોગ કેટલો દુઃખ આપનારો થાય તે જાણે છે. ૫૮ હરણુના નેત્રો કંપવાથી નવ વધૂના નેત્રોનું સ્મરણુ કરાવે છે. ૫૯ મુસ્તા=એક ઘાસ ૬૦ દશરથના બાણુથી તેના પાછળ આવેલાં વૃક્ષોની સાથે વીંધાઇ જાય છે. બાણુ ભૂંડના દેહને પાછળના વૃક્ષો સાથે જડી દે છે. ૬૧ તે=બાણુ

શૃંગો હરી લઇ શિરે હળવાં કઇંક
ગેંડા કીધા નૃપતિએ શર તીક્ષ્ણ મારી
તે ગર્વીગર્વ હરનાર સહી શકે ના
શૃંગો ઉચ્ચાં અરિતણાં વળી લાખું આયુ. ૬૨

વાતે ખચી મરકતવાતરૂઅગ્ર જેવા
સામે ગુફાથી કુદતા બહુ વાઘને તે
ભાથા સમા, મુખ શરે ભરી દે કરે છે
અભ્યાસના અધિક લાઘવથી ઘડીમાં ૬૩

કુંજે છુપ્યા સિંહને ખીજવે છે
દોરી ટંકારે કડાકા સમા તે
રાજા એવું વીર્યવાળુ મૃગોમાં
તેઓ કેરૂ ના સહી ભવ્ય નામ. ૬૪

કાકુત્સ્થે કુટિલ નખે ધરંત મોતી,
હસ્તીના કુંભરિપુ તેમને હણીને
સગ્રામે નિજ બળના ગજો બધાનું
દેવું તો શર થકી શું ચુકાવિયું છે. ૬૫

૬૨ શૃંગો શીંગડાં-શીંગડાં શીંગડાં=અભિમાનનું પ્રદર્શન ૬૩ ભરાઇ જઇને ભાથા જેવા દેખાય છે ૬૪ કુંજે=ઝાડવામાં મૃગોના રાજા (સિંહનું નામ) એવુ નામ ન સહન કરી શકવાથી ૬૫ વાંકા નખ ઉપર હાથીઓના કુંભસ્થળમાંથી નીકળેના મોતી ચોટેલા હોય તેવા હાથીઓના સ્વાભાવિક શત્રુ સિંહોએ હાથીઓને માર્યા હતા તેથી રાજાએ સિંહો ઉપર હાથીઓનુ વૈર લીધું.

પરિજન વિણુ તે ભૂપાલ ક્યારે
લલિત ફુલે કુંપળે રચેલી સેજે
જ્યહીં દીપક મહૌષધીતણા છે
વન મહીં તે રજની બધી વિતાડે. ૭૦

ઉઘથી ગજ કર્ણું તાલ કેરે
જ્યારે ઢોલ સમે અવાજ જાગે
મધુરા સૂણી બંદીમંગલો શા
ખગના કૂજન પ્રાતમાં રિઝે છે. ૭૧

વનમાં કદી માર્ગ તે ગ્રહીને
રૂરુનો સેવક સર્વથી અલક્ષ્ય
શ્રમના ફિણુ કાઢતા હયેથી
પ્હોંચ્યો છે તમસા—તપસ્વી વાને. ૭૨

કુંભ કોય ભરતું ત્યમ મોટો
નીકળ્યો નદીજલે થકી શબ્દ
તેહને ગજનું ગર્જન માની
શબ્દવેધી શરને નૃપ છોડે ૭૩

પ્રતિષિદ્ધ મહીપ માટ જે
કીધું તે માર્ગ તજી અહીં નૃપે

૭૧ વનમાં રાજાને ગજોના કાનના ફફડાટથી ઢોલનો નાદ સંભળાય છે. પંખીઓના કૂંજન બંદીજનોનાં ગીતરૂપ બને છે. ૭૨ તપસ્વી વાસે જ્યાં તપસ્વીઓ રહે છે

શ્રવણનો વધ પૃષ્ઠ ૧૫૨ સર્ગ ૯ મો



શ્લોક ૭૮

બની અંધ રજો થકી મૂકે
વિણુ માર્ગે પદ પંડિતોય તે. ૭૪

"ઓ બાપુ" એ રુદન સુણી મુંઝાયેલો
તેનો હેતુ ગુપ્ત તજાસે નેતરમાં
શલ્યે વિંધ્યો જોઇ જુવાન ઘડા સાથે
સંતાપે-શલ્યે વિંધાયો નૃપ પોતે, ૭૫

અશ્વેથી ઊતરી પ્રસિદ્ધ કુલેથી જાયા
ભૂપે પૂછ્યું કુલ; ઘડા ઉપરે પડેલ
તે 'બ્રાહ્મણેતર તપસ્વી તણો હું પુત્ર'
ભાંગ્યા તુટયા વચનથી નૃપને કહે છે. ૭૬

તેના કહ્યાથી શર કાઢી લીધા વિનાજ
લૈ જાય અંધ પિતુ માતની પાસ રાજા
ને તેમને તનુજ એકની એ દશા, ને
સાથે કહે ભૂલ થઇ નિજથી અજાણ્યે. ૭૭

તે દંપતિ બહુ રડયાં, નિજ બાળઘાતી
તેના કને ઉર ખૂંત્યા શરને કઢાવે
એના જતાં તુરત પ્રાણુ દિએછ શાપ
તે વૃદ્ધ અશ્રુ જલ લૈ કર, ભૂપતિને. ૭૮

૭૪ રજો=રજોગુણ. ૭૫ તેનો હેતુ=તે રડવાનું કારણ. ૭૬ જાયા=જન્મેલા. બ્રાહ્મણેતર=બ્રાહ્મણથી ભિન્ન જાતિનો=શૂદ્ર અથવા વૈશ્ય. ૭૮ ઉરખૂંત્યા=છાતીમાં ખૂંતી ગયેલા. બીજું પાણી પાસે ન હોવાથી આંસુનુંજ જલ હાથમાં લે છે.

"તું મર્ણ પામીશ બુઢાપણ પુત્ર શોકે
મારીજ જેમ' નૃપને કહ્યુ એમ જ્યારે
દાબ્યે પગે કગડતા વિષધારી જેવા
તેને વહે નૃપતિ તે અપરાધી પ્હેલો ૭૯

ના પુત્રના મુખતણી દીઠી કાંતિ મે તો
છે શાપ આ તમ કૃપાથી ભર્યો મને તો
કાષ્ઠે ઉઠયો અનલ એડની લોય બાળી
તેને રસાલ કરતો બીજ વાવવાને ૮૦

તોયે હું નિર્દય છુ વધ્ય કરે તમારે
સેવા કરૂં શું ? વિનવે નરદેવ જ્યારે
માગે તપસ્વી "રચી કાષ્ઠ તણી ચિતા દે
ભાર્યાની સાથ મૃત પુત્ર પુઠે જવાને ૮૧

દામો કને નૃપતિ તુર્તજ તેની આજ્ઞા
પૂરી કરાવી ભયવ્યાકુલ જાય પાછો
તે ધારતો મરણકારણ શાપ ચિત્તે
ઊંડે બહુ, નિધિ ધરે વડવાગ્નિ જેમ ૮૨

૮૦ અગ્નિ ફરી વગેથી પૃથ્વી વધારે રસાળ થાય છે તમારો શાપ મારે કૃપારૂપ છે કારણ કે એથી હું અપુત્ર છુ એને પુત્ર થવાનો સંભવ ઊભો થાય છે ૮૨ સમુદ્રને તળિયે અગ્નિ હમેશા બળતો હોવાની માન્યતા છે

## સર્ગ દસમો

### શ્રી રામાવતાર.

ઇન્દ્ર શું શોભતા પૃથ્વીપાળ સમૃદ્ધિવાનને
વીતી વર્ષો ગયાં કૈંક ઓછા દશ હજારથી. ૧

પિતૃની ઋણમુક્તિનું તોય પામ્યો ન સાધન
તનૂજ નામનું તેજ શોક અંધાર ટાળતું. ૨

હેતુસાધ્ય પ્રજાકામી ચિરકાળ દિસે નૃપ
વલોવ્યા પહેલાં ગુપ્ત રત્નોવાળા નિધિસમો. ૩

પુત્રની કામનાવાળા તે જીતેન્દ્રિય ભૂપને
ઋષ્યશૃંગાદિ સન્તોએ પુત્રેષ્ટી અદરાવી છે. ૪

પીડલા રાવણે દેવો હરિને શર્ણ તે સમે
ગયા પાન્થોશું પીડેલા ગ્રીષ્મે છાયાતરૂ કને. ૫

તેઓ જ્યાં સાગરે પ્હોંચ્ય. જાગિયા આદિ પુરૂષ
થવાની સિદ્ધિનું પ્હેલું ચિન્હ ન થાય ખોટિપો. ૬

૨ પિતૃઋણની મુક્તિ પુત્રથી થાય છે. ૫ છાયાતરૂ=છાંયડાવાળું વૃક્ષ.

ફણાચક્રે ઝગી ઉઠ્યા મણિથી અંગ શોભતાં
ન્હાળતા એમને દેવો બિરાજ્યા શેષ સેજપેં. ૭

દુકૂલે ઢાંકી કાંચી તે અંકે પદ્માસનાતણે
હથેળી લાલ ટીશી શી ખુલ્લીમાં પાય રાખિયા. ૮

ખીલ્યાં કમલશાં નેત્રો દુકૂલ બાલભાનું શું
શરદના દહાડા શા, આરંભે રહેલ પેખવા. ૯

તેજે શ્રી વત્સ છાઇ દે શ્રીશૃંગારની ખાપ શો
નિધિના સારરૂપી છે કૌસ્તુભ પ્હોળી છાતીએ. ૧૦

દિવ્યાલંકાર શોભીતા શાખાશા બાહુથી દિસે.
પારિજાત બિજું જાણે નિધિમધ્યેથી નીકળ્યું. ૧૧

દૈત્યસ્ત્રીના કપોલેથી મદરંગ નિવારતાં
ચેતના યુક્ત આયુધો ભણતાં જય જેહનો. ૧૨

શેષના વૈરને ત્યાગી, વજ્રઘાચિન્હ ધારતા;
ગરૂડ અંજલી જોડી ઉભા જેમની સંમુખે. ૧૩

યોગ નિદ્રા ઉદયે સ્વચ્છ, પાવન નજરેથકી,
"સુખે સૂતા" પૂછંતા ભૃગવાદિને દાખતા કૃપા. ૧૪

પ્રણમીને સુરો તેહ સુરારિના પ્રશાસક,
અગમ્ય મન વાણીના, સ્તુત્યને આ રીતે સ્તવે. ૧૫

૮ પદ્માસના=કમળ ઉપર બેઠેલ લક્ષ્મી. ૧૦ શૃંગારની ખાપ=શણગાર માટેનો અરિસો.

પ્હેલા સર્જે, પછી પાળો, અને સહારતા પછી,
એમ ત્રણ રૂપે રે'તા આપને વંદીએ પ્રભુ ૧૬

એકરસ છતાં પામી ભિન્નતા નભવારિણુ,
સ્થલે સ્થલે, ગુણો મધ્યે અવિકારી તમે રહો. ૧૭

માપો લોક, મપાઓ ના, ન માગો, માગ્યું આપતા,
અજીત, વિજયી, છેક અવ્યક્ત, મૂલ વ્યક્તના. ૧૮

દૂર, હૃદયમા રે'તા, નિષ્કામ, તપમા સ્થિર,
દયાલુ, શોક રહિત, અજર ને પુરાણ છો ૧૯

સર્વજ્ઞ, જ્ઞાત ના, આપ સ્વયભૂ યોનિસર્વના,
પ્રભુ સૌના, વિના સ્વામિ, એક છો સર્વરૂપી એ, ૨૦

સપ્ત સામથી ગાયેલા, સપ્ત સિન્ધુ જલે સુતા,
સપ્તજીહ્વાગ્નિ મ્હો જેનુ, આશ્રય સપ્તલોકના ૨૧

ચારે મુખે દિયો જ્ઞાન, દે ચાર પુરૂષાર્થ જે,
કાલ સ્થિતિ યુગો ચારે, ચારેય વર્ણ આપથી ૨૨

રહેલા હૃદયે તોયે અભ્યાસે યતચિત્તથી
મુક્ત્યર્થ યોગીઓ ખોળે જ્યોતિ સ્વરૂપ આપને ૨૩

અજ, જન્મ ધરતા ને, નિરિહ અરિહત છો,
જાગતા, યોગનિદ્રામા આપનુ સત્ય કો લહે ? ૨૪

૨૪ સપ્તજીહ્વાગ્નિ=સાત જીભવાળો અગ્નિ.

શબ્દાદિ વિષયો માણ્યા, ઘોર આચરતા તપ,
ઉદાસીનપણે રે'તા, સમર્થ પાળવા પ્રજા ૨૫
વિવિધ શાસ્ત્રમા જુદા, સિદ્ધિના હેતુ માર્ગ જે,
આપમા મળતા જેમ જાન્હવી વ્હેણ સાગરે ૨૬
આપમા ધારતા ચિત્ત આપને કર્મ અર્પતા,
વિરાગીની ગતિ આપ ફરી જન્મ ન ધારવા ૨૭
પ્રત્યક્ષ મહાભૂતોમા મહિમા ના કળ્યો જતો,
વેદને અનુમાનોથી સિદ્ધ આપની શી કથા ? ૨૮
કરો સ્મરણ માત્રેથી જનને આપ પાવન,
આપમા બાકિની વૃત્તિ એમ સફલ થાય છે ૨૯
નિધિના રત્નને, ભાનુતણા કિર્ણો ગણાય ના,
તેમ અપાર ચરિતો આપના જાય ના ગણ્યા ૩૦
ન મળ્યુ મેળવવાનુ, ન વા, કે હોય આપને,
લોક કલ્યાણજ હેતુ આપના જન્મ કર્મનો ૩૧
મહિમા ગાઇને વાણી કદી અટકી જાયજો
તે થાક કે અશક્તિથી, ના ગણાઇ રહ્યા ગુણો ૩૨
પ્રસન્ન કરતા આમ દેવો શ્રી હૃષિકેશને,
હકીકતનુ એ ધ્યાન ન સ્તુતિ પરમેશની ૩૩
પૂછી હોસ પ્રીતિ દાખે હરિ ત્યારે સુરો કહે
પ્રલે વિના મુકે માઝા દૈત્ય સાગર તે ભય ૩૪

૩૪ દૈત્ય સાગર=દૈત્ય રૂપી સમુદ્ર સમુદ્ર તો પ્રલય કાળેજ
મર્યાદા મૂકે છે પણ આ દૈત્ય પ્રલય વિના મર્યાદા મૂકનો છે

પડઘો પાડતા કાઠાના ગિરિની ગુહાવિષે
નિધિથી વધુ ગભીર સ્વરથી વિષ્ણુ બોલિયા ૩૫

તે પુરાણ કવિ કેરી અક્ષરસ્થાન ઉદ્ભવી
સંસ્કારે યુક્ત એ વાણી કૃતાર્થજ બની રહી. ૩૬

પ્રભુના વદને ઊઠી જ્યોત્સ્ના દંતની શોભતી,
ચર્ણે નીકળતા બાકી ગંગા જાણે ઉંચે જતી ૩૭

" જાણું દૈત્યે તમારા છે સત્તા ને બળને હર્યા,
દેહીના સત્ત્વ ને રજોગુણ બે શું તમોગુણે ૩૮

જાણુ ભુવન ત્રણે આ પામે છે તાપ તે થકી
અજાણતા બની જાતા પાપથી સાધુ ચિત્તશું ૩૯

કાર્ય એકજ હોઇ ના ઇન્દ્રે યાચવું હું કને,
વાયુ તો આપ મેળેજ અગ્નિનો સારથી બને ૪૦

નિજ તલ્વાર ના કાપ્યું દશમું માથું રાક્ષસે
રહેવા દિધું છે મારા ચક્રથીજ કપાવવા ૪૧

બ્રહ્માએ વર દીધાથી મારે તેહ દુરાત્મનું
માથે ચડયું પડે સ્હેલું ચંદને સર્પનું જ્યમ ૪૨

તપે રીઝાવી બ્રહ્માને એણે માગ્યું મરૂ નહિ,
દેવ સૃષ્ટિ મહીં કોથી, લેખામાં મર્ત્યના ગણી ૪૩

૩૭ ગંગા વિષ્ણુના ચર્ણમાંથી નીકળી છે ૪૧ રાવણે
ાનાના નવ માથા શિવલિંગ ઉપર ચડાવ્યા હતા દસમું બાકી રહ્યું
તું. ૪૩ રાવણે મૃત્યુલોકના પ્રાણીઓનો હિસાબ નહોતો ગણ્યો

દાશરથિ થઇને હું શિરસરોજ એહનાં
ધરીશ રણુ ભૂમિને બલિ તીક્ષ્ણ શરે સુજ. ૪૪

વિધિથી યાજ્ઞિકો આપ્યો ભાગ, માયાવી રાક્ષસે
નહિ એટલે, થોડાજ કાલમાં પામશો તમે. ૪૫

પુણ્યાત્માઓ વિમાનોમાં ફરતા દેવમાર્ગમાં.
મેઘ પાછળ સંતાતા ભીતિ પુષ્પકની તજે. ૪૬

શાપે બંધાઇ રાવણે બળે કેશ ન ખેંચીયા
તે વેણી દેવબંદીની છોડાવી શકશો તમે. ૪૭

દશગ્રીવ ફુંકાળેથી મુકાયા દેવધાન્યને
સિંચી વાણી અમી કૃષ્ણમેઘ અદશ્ય થાય છે. ૪૮

સ્વકાર્યે સજ્જ વિષ્ણુને ઇન્દ્રાદિ દેવ અંશથી.
અનુસર્યા તરૂ જેમ વાયુને નિજ પુષ્પથી. ૪૯

પછી તે નૃપની ઇષ્ટિને અન્તે એક પુરૂષ
ઊઠયો અગ્નિથી ઋત્વિજોતણા આશ્ચર્યની સહ. ૫૦

કરમાં હેમના પાત્રે ધારતો દૂધપાક જે
/ આદિ પુરૂષનો અંશ આપે ન ઉપડ્યો જતો. ૫૧

૪૪ દાશરથિ=દશરથનો પુત્ર. ૪૬ રાવણના નાશથી પુષ્પક વિમાન ફરતું બંધ થવાનું (૪૭) બંદી=કેદી (૪૯) જેમ પવન પાછળ વૃક્ષના અંશ રૂપ ફૂલો જાય તેમ રામની પાછળ દેવોના અંશ અવતર્યા. ૫૧ આદિપુરૂષ=વિષ્ણુ

પ્રાજાપ્રત્યે દિધેલા તે બલિને નૃપતિ ગ્રહે
વારિનો સાર નિધિએ કાઢયો ઇન્દ્ર ગ્રહે જયમ ૫૨
આથી જણાય ગજામા ગુણો દુર્લભ અન્યને
કેમકે જન્મ એનાથી ઇચ્છયો ત્રિલોકકારણે ૫૩
વ્હેચ્યુ બે પત્નીને તેજ વિષ્ણુનુ ચરૂ નામનુ
વ્હેચે જેમ રવિ પ્રાતે તડકો નભપૃથ્વીને ૫૪
કૌશલ્યા હતિ માનીતી કૈકેયી વ્હાલી રાણીમા
રાજા ઇચ્છે સુમિત્રાને દે સમ ભાગ બેઉ એ ૫૫
જાણીને દિલ તેનુ બે સુજ્ઞ ભૂપની પત્નીઓ,
બને આપે સુમિત્રાને અર્ધો ભાગ ચરૂ તણો ૫૬
તે બેઉ શોકયની પ્રત્યે પ્રીતિ અત્યંત ધારતી,
મદની ધારના રેલા ઊપરે ભમરી જયમ ૫૭
પ્રજાહિતાર્થ તેઓએ દેવાંશી ગર્ભ ધારીઓ,
અમૃત નામના સૂર્યકિર્ણો શુ ગર્ભ વારિનો ૫૮
સાથે થઇ સગર્ભા તે ફીકકા વર્ણથી શોભતી,
મહી કણો થવા લાગ્યે સમૃદ્ધિ મોલની જયમ ૫૯
શંખ ચક્ર ગદા પદ્મના ચિન્હો યુકત ઠીંગણા
પુરૂષો રક્ષતા દેખે પોતાને રાણી સ્વપ્નમા ૬૦
હેમ પાંખતણા તેજસમૂહે અભ્ર ઢાંકતા
વેગમા ઘન ખેંચતા, ગરૂડે સ્વપ્નમા ચડે ૬૧

૫૨ પ્રાજાપ્રત્ય=(૧) વસિષ્ઠ (૨) યજ્ઞ પુરૂષ સાર=અમૃત
૫૩ ત્રિલોકકારણ=ઇશ્વર ૫૭ મદ (હાથીના)

કૌસ્તુભ રૂપ નિક્ષેપ, ધારતાં સ્તન મધ્યમાં,
પદ્મનો વિંઝણો હસ્તે ગ્રહી શ્રી સેવતાં જુએ. ૬૨
દિવ્ય ત્રિવેણીમાં નાહ્યા, જપતા પર બ્રહ્મને,
સપ્ત બ્રહ્મર્ષિ પોતાને પૂજતા દેખતી વળી. ૬૩
સુણી તેમની પાસે તે સ્વપ્ન એવા પ્રકારનાં,
જગત્પિતાપિતા થાતાં પોતાને શ્રેષ્ઠ માનતો. ૬૪
સુકૃતઆત્મા પ્રભુ એક શે' થૈ અનેક ગર્ભમાં
એમના, સ્વચ્છવારિમાં જેમ બિંબ શશિતણું. ૬૫
નૃપની પટરાણી તે પછી પ્રસૂતિને સમે
પુત્ર પામી તમોહારી, તેજ શું ઔષધી નિશે. ૬૬
રમ્ય શરીર એનાથી પ્રેરાઇ રામ એવુજ
નામ પાડયું ગુરૂ એનું જે જગે શ્રેષ્ઠ મંગલ. ૬૭
એ અસામાન્ય તેજવાળા રઘુવંશ પ્રદીપથી,
સુતિકા ગૃહના દીપો સાવ ઝાંખા થઇ ગયા. ૬૮
પાતળા પેટની માતા રામ સેજે રહ્યે દિપે,
ગંગા શરદમાં સૂકી રેતે અબ્જબલિથી શું. ૬૯
સુશીલ પુત્ર ભરત નામે કૈકેયીને થયો,
શોભાવે માતને જેહ વિવેક જેમ લક્ષ્મીને. ૭૦
સુમિત્રા જોડલું જાયું લક્ષ્મણ શત્રુઘ્નનું,
સારી વિદ્યા પ્રસવે છે જ્ઞાનને વિનય જયમ. ૭૧

૬૨. નિક્ષેપ=થાપણ વિષ્ણુ અવતરવાથી કૌસ્તુભ તેમણે લક્ષ્મીને સોપ્યો હતો શ્રી=લક્ષ્મી.

નિર્વિઘ્ન 'બનતું' વિશ્વ બધાં સૌભાગ્ય દાખવે,
ભૂમિ આવ્યા હરિ કેડે જાણે સ્વર્ગજ આવિયું. ૭૨

દેવો રાવણથી કમ્પે જ્યાં, દિશા, ચાર રૂપથી,
હરિ જન્મ્યે રજો મુકત વાયુથી શ્વાસ લેતી શું. ૭૩

અગ્નિ ધૂમ વિનાનો થૈ, સ્વચ્છ થૈને દિવાકર,
પીડેલાં રાક્ષસે બેઉ શોક મુકત થતા દિસે ૭૪

રાવણને મુકુટેથી મણિ રૂપથી તે ક્ષણે,
દૈત્યોની લક્ષ્મીનાં જાણે અશ્રુ બિન્દુ મહી પડ્યાં ૭૫

સપુત્ર નૃપના પુત્રજન્મે બજંત વાદ્યનો,
આરંભ પહેલા કીધો દેવ દુંદુભિએ નભે. ૭૬

થૈ સંતાનક પુષ્પોની વૃષ્ટિ તેના મહેલમા,
સુમંગલ વિધિકેરી એજ પ્હેલી ક્રિયા બની. ૭૭

સંસ્કાર પામી તે બાળો પીતાધાત્રીતણાં સ્તનો,
પ્હેલાં જન્મ્યા પિતા કેરા આનંદ સાથ વાધતા. ૭૮

સ્વભાવે સભ્ય તેઓનો વિનય શિક્ષણે થકી
વધ્યો, સ્વાભાવિક જ્યોતિ અગ્નિની હવિથી જ્યમ. ૭૯

અન્યોન્ય પ્રેમવાળા તે નિષ્પાપ રઘુનું કુલ,
ખૂબ શોભાવતા દેવઉદ્યાન ઋતુઓ જ્યમ. ૮૦

સરખા ભ્રાતૃભાવે એ રામ લક્ષ્મણ તેમજ
ભરત સાથ શત્રુઘ્ન પ્રીતિથી જોડ થૈ રહ્યા. ૮૧

તે એઉ એઉનુ ઐક્ય કદિએ ત્રૂટતું નહિ
અગ્નિ ને વાયુનું જેમ, વળી ચંદ્ર સમુદ્રનું. ૮૨

પ્રજાનાથો પ્રજા કેરાં મનો વિનય, તેજથી
હરે, ગ્રીષ્માન્તના કાળાં ઘનોવાળા દિનો જ્યમ. ૮૩

વ્હેંચાઇ ચાર ભાગે આ પ્રજા અવનિનાથની,
અવતાર સમી સાક્ષાત ધર્માર્થ કામ મોક્ષના. ૮૪

પિતૃપ્રેમી કરે સર્વે ગુણે ચારે દિશાતણા
પતિ તે તાતને તુષ્ટ, રત્ને ચારે નિધિ જ્યમ. ૮૫

સુરગજ શુંઢીકર્તી દૈત્ય તલ્વાર દાંતે,
ફલ સિદ્ધ કરનારા સુપ્રયોગે શું ન્યાય, ૮૬

હરિ ધુરસમ લાબા હસ્ત ચારે, શું શોભે
નૃપતિપતિ હરિના અગ ચારેયથી તે ૮૭

૮૭ ધાંસરા સમાન ચાર હાથથી હરિ (વિષ્ણુ) ની સરખા

## સર્ગ અગિયારમો.

### સીતા વિવાહ.

યજ્ઞવિઘ્ન હરવાજ કૌશિકે
ધારતા હૃજ્જય કાન છેરિયા
રામને નૃપની પાસ યાચિયા
ના પ્રમાણ વચનું મહાનમાં. ૧

સુજ્ઞભક્ત ઋષિ સાથ મોકલે
ખોટના તદપિ રામ લક્ષ્મણ
પ્રાણનાથ પણ યાચનારની
યાચના રઘુકુલે ન થૈ વૃથા. ૨

પૂર માર્ગ સજવાનું શાસન
ભૂપ દે સુત પ્રયાણ કારણે
પુષ્પ સાથ જલ વર્ષતા ઘને
વાયુસાથ લઇ તે બજાવિયું ૩

૨ સુજ્ઞ (વિદ્વાનો) નો ભક્ત

પાળવા વચન શિઘ્ર તાતને
ચર્યું બેઉ ધનુધારીઓ પડયા
તાતનાં ત્યમજ અશ્રુ બિન્દુઓ
તે પ્રવાસ કરવા જતા પરે. ૪

તાતનેત્રજલથી સિચાયલી
જેમની ઉડતી વાળની લટો
તે ધનુર્ધર ઋષિ પુંઠે જતા
લોકનેત્ર તવ તોરણો રચે. ૫

માત્ર લક્ષ્મણુની સાથ રામને
લે જવા ઋષિ ચહે મહીપ તે
સાથ આશિષજ દે ન સૈન્યને;
તે કરી શકતી એનું રક્ષણ. ૬

માતને નમી મુનિ પ્રતાપીને
તે પળત પગલે દિસે ઉભે,
ચાલતા શું રવિની ગતિવશ
માસ ચૈતર અને વિશાખના ૭

હુરત ચંચલ તરંગ શા વડે,
કૈશવે ચપલ ચાલ શોભતી
ઉદ્ય ભિદ્ય નદીનુ વૃષારુણે
નામને ભળતું ખેલવું ન શું. ૮

૮ ઉદ્ય અને ભિદ્ય=બે નદીઓનાં નામ છે. વર્ષા મુખે=વર્ષાના આરંભમા.

માર્ગમાં મુનિવરે શિખાવિઆ
તે બલાતિબલ મંત્રના બળે
થાકતા ન મણિભૂમિ ચાલવા
ટેવ હોય, ફરતા શું મા કને. ૯

તે પુરાણવિદ તાતને સખે'
વારતા કહી પુરાણ તે થકી
રે'ઇ તણાઇ, ચડનાર વાહને
જાણતા ન પગથાકને જરી. ૧૦

તેમને મધુરવારિથી સરો,
પક્ષિઓ શ્રુતિ મધુર કુજને,
વાયુઓ સુરભિ પુષ્પની રજે,
છાંયથી ત્રમ ઘનોય સેવતા ૧૧

પંકજે ઝળકતાં જલોથી વા
થાક દૂર કરતા તરૂથી ના
તેટલા મુનિ ચ્છિે છ જેટલા,
દર્શને ઉભયના મને ગમ્યા ૧૨

શંભુદગ્ધ સ્મરના તપોવને
પ્હોચી રામ કર ચાપ ધારતા,
કામના પ્રતિનિધિ ઘડી બને
રમ્ય અંગ થકી, કર્મથી નહિ. ૧૩

૯ બલાતિબલ=બળ આપનારા મંત્રો. ૧૦ સખે=મિત્રે

શાપવાત કરી જેની કૌશિકે
તે સુકેતુતનયા ઉજાડીયુ
આવતા વન ધનુષ્ય દોરીને
ખેચતાં ભરવી ભૂમિમા અણી ૧૪

ચાપ દોરી રણકાર સાંભળી
નીકળી વદનિશાની મૂર્તિ શી,
કુંડળો ધરતી ખોપરી તણા
તાડકા શું બગલાળી વાદળી ૧૫

વેગથી પથતરૂ ધ્રુજાવતી
ત્રાડ દેતી, શબ વસ્ત્ર ધારતી
વાની શુ ઝડી સ્મશાનથી ઉઠી
ભર્તભ્રાત પર તે ધમી જતી ૧૬

કાચી આતરની શ્રાણિએ ધરી
તે ઉગામી ભુજ દંડ એકને
આવતી નિરખી સ્ત્રી હણ્યા તણી
છોડી બાણ મહુ રાઘવે ઘણા ૧૭

જે શિલા શું ઘન તાડકા ઉરે
છિદ્ર રાઘવતણે શરે પડયુ
દૈત્ય દેશમહી ના પ્રવેશિયા
મૃત્યુ દેવતણુ દ્વાર થાય છે. ૧૮

૧૪ સુકેતુતનયા=તાડકા ૧૫ વદનિશા=અધારીઆની રાત
૧૭ ઘૃણા=ચીતરી અણગમો શ્રાણિ=નિતબ ઘન=રયૂગ.

તે ઉરે ગર વિંધાઇને પડી
માત્રના નિજ અરણ્ય ભૂમિને
કિન્તુ મૃજવતી રાવણશ્રીને
કીધી જે સ્થિર જીતી ત્રિલોકને ૧૯

એ અસહ્ય સર રામ-કામનાં
વીંધતા હૃદયને નિશાચરી,
રકત ચદન સુંગધથી સિંચી,
જીવિતેશ ગૃહની પ્રતિ જતી. ૨૦

તે પરાક્રમ રિઝ્યા મુનિથકી
દૈત્યનાશક સમત્ર શસ્ત્રને
તાડકારિ ગ્રહતા શું સૂર્યથી
સૂર્યકાન્ત ધૃતિ કાષ્ટદાહક ૨૧

તે પછી મુનિવરે કહેલ તે
વામનાશ્રમ કને પહોચતા,
સાભરે ન કૃતિ પૂર્વ જન્મની
તોય રામ બનતા ઉદાસ કે. ૨૨

૨૦ જીવિતેશ=(૧) પ્રેમી=(૨) યમરાજ અહી સર્વત્ર ગ્રે છે ગમ રૂપી કામદેવ નિશાચરી=(૧) રાક્ષસી (૨) અભિસારિકા રકતરૂપી ચંદન સીંગી=ચોપડેલી

દર્શનોત્સુક મૃગો જહીં, રચ્યો
યજ્ઞસાજ સહુ શિષ્ય જ્યાં, ધરે
પત્રસંપુટની અંજલી તરૂ
તે વને નિજ મુનીશ આવિયા. ૨૩

યજ્ઞદિક્ષિત મુનિનું રક્ષણ
તે કરે દશરથાત્મજો શરે
ચંદ્ર સૂર્ય ઉગતા અનુક્રમે
કિર્ણથી શું તિમિરાન્ધ લોકનું. ૨૪

બંધુજીવ સમ રક્ત બિન્દુએ
વેદિ દૂષિત થયેલ ભાળીને
યાજ્ઞિકો ભયથી કર્મ ત્યાગતા,
ને ખદીર શરવા વડી જતા. ૨૫

જ્યેષ્ઠ લક્ષ્મણતણા ઉંચે મુખે
બાણ ચેલીથકી કાઢતા તવ,
દૈત્યસૈન્ય નભમાં જુએ, ધજા
ગીધ પાંખ પવનેથી જ્યાં ઉડે. ૨૬

નાયકો ઉભય દૈત્ય સૈન્યના,
તેમને કિધ નિશાન. અન્યના
મ્હાફણીધરથી જોર દાખતો
શું ગરૂડ જલસાપથી લડે? ૨૭

૨૫ ખદીર=ખેરનું લાકડું તેના બનાવેલા શરવા=ઘી હોમવાના લાકડાના ચમચા ૨૬ જ્યેષ્ઠ=રામ. તવ=ત્યારે ગીધની પાંખના પવનથી દૈત્યોની ધજા ઉડતી હતી.

અસ્ત્રજાણ પછી વાયુદેવનું
વેગવાન શર ચાપ સાધતા
તેથી ઝ્હાડ સમ તાડકાસુત
જીર્ણ પત્ર સમ ભૂપરે પડયો ૨૮

જે સુબાહુ કરી દૈત્ય ત્યાં બિજો
માયથી વિચરતો અહીં તહીં,
પંખી આશ્રમ ઝ્હાડનાવિષે
ન્હેંચિયો શરથી ટૂકડા કરી ૨૯

એમ વિઘ્ન મખનું નિવારતા
તેમનું બળ વખાણી યુદ્ધમાં
યાજ્ઞિકો વિધિથી મૌન પાળતા
તે મુનિની પુરી સૌ ક્રિયા કરે ૩૦

વંદતા ઝુલતી વાળની લટો
તેમને, ઋષિ કરી અવભૃથ
સ્નાન, આશિષ દઈ કરે અડે
જ્યાં હથેળી દરભે ચિરાઈ છે. ૩૧

યજ્ઞ માટી જનકે નિમંત્રિયા
જાય સંયમી મુનીશ મિથિલા
ત્યાં સુણી ધનુની વાત કૌતુકે—
પૂર્ણ બે કુંવરને લઈ જતા ૩૨

૨૯ માયથી=માયાથી ૩૧ યાજ્ઞિકો=યજ્ઞમાં રહેનાં બ્રાહ્મણો

માર્ગમાજ સહુ એક સાંજરે
આશ્રમ દ્રુમ રૂડા તલે રહે
જ્યાંહિં ગૌતમની પત્નીને ઘડી
✓ વાસવે નિજ વધૂ શું ભોગવી. ૩૩

તે વધૂ ઋષિની થૈ રહી શિલા
દીર્ઘ કાલ, ફરી રમ્ય અંગને
✓ પામતી, નકિ કૃપાનું તે ફલ
રામચર્ણ રજ પાપહારિનું. ૩૪

આવિયા ઋષિજી રાઘવો સહ
તે સુણી જનક ભૂપ તો જતો
અર્થ કામ સહ દેહ ધારીને
✓ આવિયા ધરમને શું તેડવા ૩૫

ત્યા વિદેહ નગરી નિવાસીઓ
ભૂમિ માહિ ઉતર્યા પુનર્વસુ
ગા ઉભે કુંવરને નિહાળતા
નેત્રનુ મટકુ વિઘ્ન માનતા ૩૬

સ્તભરોપણ વિધિ પુરી થતા
લાગ જોઇ મુનિ કૌશિકે તદા
તે વિદેહ નૃપને જણાવિયું
"રામ ઉત્સુક ધનુષ્ય દેખવા" ૩૭

૩૭ યતમા પ્રથમ સ્તભ રોપવો પડે છે

ભૂપ ઉચ્ચ કુળ માંહિં જન્મિયા
બાલ એનું વપુ જોઇ કોમલ
ને ધનુષ્ય ન ચડાવ્યું જાય તે,
થાય દુઃખી પણ લૈ સુતાવિષે ૩૮

બોલિયા" પ્રભુ મહા ગજોથી જે
છેક દુષ્કરજ કર્મ તે વિષે
ના દઇ શકુંજ સંમતિ વૃથા
યત્ન કારણ હું બાલ હસ્તિને. ૩૯

તાત, ભૂપ બહુ એ ધનુર્ધરો
ના ઉપાડી શકતાં લજાઇને,
ધિક્ કહી ભુજવતા ગયા કરો
જ્યાં ત્વચા કઠિન દોરી ડાઘથી." ૪૦

કે' મુનિબલ અપાર એહતું,
સાંભળો, કથવું શું ગિરાથી વા,
આપને ધનુપ શકિત દાખશે
એહ, વજ્ર ગિરિને વિષે જ્યમ. ૪૧

એમ આપ્ત વચને પરાક્રમ
જુલફાં ધરત રામમા ખરૂ
માનતો, અનલ ઇન્દ્રગાયની
જેટલાજ મહિં દાહ શકિતશુ ૪૨

૪૨ આપ્ત=ગુરૂ=વિશ્વામિત્ર ઇન્દ્રગાય=એક કીડો

આપનો હુકમ પાસવાનના
જૂથને ધનુ ઉપાડી લાવવા
જેમ તેજમય ચાપ દાખવા,
મેઘના પટલને પુરંદર, ૪૩

ઊંઘતા ભુજગગજ જેવું જ
ભિષ્ણુ, યજ્ઞમૃગ દોડતા પુઠે
મૂક્યું જેથી શર શ્રી વૃષધ્વજે
ચાપને ઉંચકી લીધું રાઘવે ૪૪
વિસ્મયે સ્થિર થયેલ નેત્રથી
સૌ સભા નિરખતાં મહેલથી
દોરી ખેંચી ગિરિશા ધનુષ્યની
શું મૃદુ સુમન ચાપની સ્મરે. ૪૫
ખેંચતા જરી વધુ તુટી જતું
ચાપ વજ્રશું કઠોર શબ્દથી
"ક્ષત્રિયો ફરીથી જાગિયા"ન શું
ક્રોધી પર્શુધરને જણાવતું. ૪૬
જોઇ શકિત શિવચાપને વિષે
વીર્યમૂલ્યરૂપ ભૂપ રીઝતો
જન્મી ગર્ભથી ન, શ્રીની મૂર્તિશી
પુત્રીનું વચન દેઇ રામને ૪૭

૪૫ મૃદુ સુમન ચાપ=કોમળ એવું ફૂલનું ધનુષ જન્મી ગર્ભથી ન=સીતા જેનો ગર્ભથી જન્મ નથી વીર્યમૂલ્ય=વીર્ય રૂપી પોતે ઠરાવેલું મૂલ્ય

સત્યવાદી મિથિલેશ ગમને
તુર્ત, ના ઉદર જન્મી, આત્મજા
તેજપૂર્ણ તપના નિધિ કને
અગ્નિસાક્ષીથકી આપતો હવે. ૪૮

કાન્તિમાન કુલગોર મોકલ્યો
પૂજ્ય કોસલ નૃપાળની ભણી
"આ નિમિ કુલનો સેવના ગ્રહો
લૈ સુતા મુજ" કહાવી એ રીતે. ૪૯

તે વધૂ ઉચિત ઇચ્છતા હતા
ઇષ્ટ કેણુ લઇ ત્યાં ગયો દ્વિજ
કલ્પવૃક્ષ ફલના સ્વભાવની
પાકતી તુરત સાધુ કામના ૫૦

વિપ્રને વિધિથી આપી આદર
તેહના વચન સૂણી, નીકળે
ઇન્દ્રમિત્ર નૃપ સંયમી રૂડો
સૈન્ય રેણુ થકી સૂર્ય ઢાંકતો ૫૧

ઘેરી લેછ નૃપ આવી મિથિલા,
સૈન્ય બાગતરૂ પાડી નાખતા
તે પુરી પ્રણયરોધને સહે
સ્ત્રી શું ગાઢ સુરતો પતિતણા ૫૨

૪૮ તપના નિધિ=વિશ્વામિત્ર. પ્રણયરોધ=પ્રીતીને લીધે ઘેરી લેવું.

ઉદધિપાલક ઉભેય તે મળી,
ભૂપતિ વરુણ ઇન્દ્રની સમા,
પુત્રપુત્રીની વિવાહની ક્રિયા
શોભતી સ્વરૂપને કરાવતા ૫૩

રામ પૃથ્વીતણી પુત્રી પરણીયા,
ઉર્મિલા ભગિની ન્હાની લક્ષ્મણ,
બે પ્રતાપી અનુજો વરેછ બે
રૂડી કેડની કુશધ્વજાત્મજા ૫૪

કુંવર ત્રણ ચતુર્થ સાથ તે,
યુક્ત થે નવવધૂથી શોભતા,
સિદ્ધિયુક્ત બનિયા શુ ભૂપના,
સામ દાનવિધિ, ભેદ, નિગ્રહ ૫૫

ભૂપ કેરી તનયા કૃતાર્થ થૈ,
તેમનાથી સહુ કુવરોયતે;
યોગ એ વરવધૂ તણો થતો
પ્રત્યયપ્રકૃતિની સમાનજ. ૫૬

આમ મોદભર ચાર પુત્રનો
ત્યાં વિવાહ કરી તેહ ભૂપતિ
જાય છે પુર ભણી વિદેહીને
દે રજા મજલ ત્રણની પછી ૫૭

૫૫ ચતુર્થ=ચોથા શત્રુઘ્ન સાથે ૫૬ પ્રકૃતિ=શબ્દ

વાયુ વાય પ્રતિકૂલ માર્ગમાં,
વૃક્ષશા ધ્વજ હણેછ, પીડતો
સૈન્ય તેનું, નદીના પ્રવાહશું
તોડી નાખી તટ ભૂમિ પીડતા. ૫૮

તે પછી રવિયતે જણાય છે
ચક્ર ભીષણથકી વિંટાયલો
વૈનતેય હણિયા ફણી તણી
ફેણથી મણિ ખરેલ શું વીંટયો. ૫૯

આંજ પાંખતણી જ્યાં લટો ભુરી
સાંધ્ય-મેઘ-રૂધિરે ભીનું પટ
તે દિશાય લલના રજસ્વલા,
શી જણાય નહિ યોગ્ય દેખવા. ૬૦

જે દિશે રવિ જતો તહીં રહી,
ભીષણ સ્વરથી શિયાળડી રડે,
ક્ષત્રિને રૂધિર પિતૃ તર્પતા,
ભાર્ગવ પ્રતિ શુ સાદ આપતી. ૬૧

તે વિરૂધ્ધ પવનાદિ વિક્રિયા,
જોઇને પૂછયું નૃપે ગુરૂ પ્રતિ,
"શાન્તિ થાય કયમ ?" "અન્તમાં શુભ
સૌ થશે" કહી વ્યથા હરેછ તે. ૬૨

૫૯ સાપની ફેણ ઉપરથી ખરેલો મણિ જાણે તેની ફેણચીજ ઢંકાયો હોય. ૬૦ સાંધ્યમેઘ=સાંઝનાં વાદળાં. ૬૧ તર્પતા=તર્પણ કરતા.

તેજપુંજ તહીં તુર્ત નીકળી
આવીને નૃપતિસૈન્ય આગળે,
લૂછતા નયન સૈનિકોતણી
દ્રષ્ટિએ પુરૂષ રૂપથી પરે ૬૩

તાતવશ ઉપવીત ચિન્હને,
માતૃવશી ધનુ ઉગ્ર ધારતા,
ચંદ્રયુક્ત રવિની સમાન તે
સાપયુક્ત ન શું ચંદનદ્રુમ ૬૪

રોષપૂર્ણ વળી માઝ મૂકતા
તાતનો હુકમ પાળી જેમણે,
કંપતી જનની શિર કાપીને
પ્હેલી જીતિછ ઘણા પછી મહી ૬૫

શોભી કર્ણ જમણા પરે રહ્યા
એરખા થકીજ અક્ષબીજના,
ક્ષત્રની કતલ એકવીશની
ધારતા શુ ગણના જુદે રૂપે. ૬૬

તાતના વધથી કોપી ક્ષત્રિય
વંશનાશ તણું ધારતા વ્રત
તેમને નિરખી બાળ પુત્રનો
તાત ભૂપ શું થશે" વ્યથા ધરે. ૬૭

'રામ' નામ સરખું સ્વપુત્રનું
ને અતિ ક્રુર અરિતણુંય જે,
વ્હાલું તેમ ભયદાયી થાય, શું
રત્ન હારનું અને ભુજંગનું. ૬૮

"અર્ઘ્ય, અર્ઘ્ય" વદતા મહીપને
નીરખ્યા વિણજ ઉંચી પાંપણે
ક્ષત્રિય પ્રતિ પ્રકોપ અગ્નિની
ઝાળ શે નયન રામને જુએ. ૬૯

મૂઠી ચાપ ધરી, યુદ્ધ ઇચ્છતા,
બાણ આંગળીની મધ્ય માર્ગમાં
ફેરવે, ભય રહીત સંમુખે
તે ઉભેલ રઘુવીરને કહે. ૭૦

રાજવંશ મુજ વૈરી દોષથી,
વાર વાર હણી શાન્ત હું થયો,
તે ખિજ્યો છુ સુણી તારૂં વિક્રમ
સુપ્ત સર્પ જયમ લાકડી અડ્યે. ૭૧

આગળે ન નૃપ કોથી ઊંચકયું
મિથિલેશ તણું ચાપ ભાંગ્યું તેં
તે થકી ગણું હું વીર્યની શગ
તેંજ માહરી ઉતારી નાખી છે. ૭૨

૬૯ અર્ઘ્ય, અર્ઘ્ય. રાજા પૂજન માટે અધીરાઇ દેખાડે છે
૭૧ સુપ્ત=સુતેલો.

'રામ' શબ્દ પૂર્વે ઉચ્ચારતો
વિશ્વમાં ફકત દાખતો મને
તાદૃગ ઉદય પામવાથી થૈ
ભિન્નઅર્થ મુજને લજાવતો ૭૩

ગિરિમા ન હઠયુ અસ્ત્ર ધારતા
માહરા રિપુ સમાનદોષ એ,
ધેનુ વત્સ હરવાથી અર્જુન,
ને તું કીર્તિ હરવા ઉભો થતો. ૭૪

રાજવંશવધના પરાક્રમે
તુષ્ટ હું ન તુજને જીત્યા વિના
ઘાસનીજ જયમ સાગરે બળે
તે વડાઇ ખરી અગ્નિ કેરી છે ૭૫

જાણ વિષ્ણુબલ તેજહીન થૈ
શંભુ ચાપ તુજથી તુટી શક્યું
મંદ વાયુય હણે તટ દ્રુમ
ખોદી નાખ્યુ નદીવેગ મૂળ જો. ૭૬

તો ધનુષ્ય મુજ આ તુ દોરીથી
સાધીને શર સમેત ખેચને
યુદ્ધ વાત રહી દૂર, હારિયો
એ રીતે હું તુજ બાહુના બળે ૭૭

૭૪ સમાન દોષ=સરખા દોષથી

ભીરૂ જો, ડર તું તેજઝાળને
કાઢતી પરશુધારથી મુજ,
માગીલે અભય જોડી હાથ જ્યાં
વ્યર્થ દોરી ઘસી મઝ્ત આંગળી. ૭૮

એમ ઉગ્ર દિમતા શ્રી ભાર્ગવે
જ્યાં કહ્યુ, સ્મિતથી ઓષ્ઠ હાલતાં
તે ધનુષ્ય ગ્રહીનેજ ઉત્તમ,
રાઘવે તહીં દીધો છ ઉત્તર ૭૯

પૂર્વ જન્મ ધનુસંગ પામીને
તે દિસેછ અતિશે મનોહર,
એકલો નવિન મેઘ સુંદર
ઇન્દ્રચાપથી સુહંત વાત શી? ૮૦

જ્યાં ભરાવી અણી એક ભૂમિમાં
ચાપ રામ બળીયા ચડાવતા,
તેજહીન રિપુ ક્ષત્રિયો તણા
થાય, ધૂમઅવશેષ વહ્નિશા, ૮૧

વાધતી, ક્ષીણ થતી, પ્રભાતણા
તેમને ઉભય સંમુખે ઉભા
દેખતા જન, દિ આથમ્યા સમે
પુનમે શશી રવિ સમાનજ. ૮૨

એમ ભાર્ગવતણું નિજ પ્રતિ
વ્યર્થ જોર વળી' સાધી રાખિયું
તે અમોઘ નિજ બાણુ જોઇ કે',
રામ શંભુસુત શા દયાળુ થૈ ૮૩

વિપ્ર તેથી અપરાધીને હણી
હું શકું ન તમને તજી દયા,
કો' હણુ ગતિ તમારી આ શરે
યજ્ઞથી સુલભ સ્વર્ગલોક વા? ૮૪

'એમને ઋષિ કહે' ન આપને
ઓળખું શું હું પુરાણુ પુરૂષ ?
દેખવાજ અવતારી વિષ્ણુનુ
તેજ મેં ખિજવીયાછ આપને. ૮૫

પિતૃ વૈરિ કરી ભસ્મશા, દિધી
ભૂમિ સાગર સમેત પાત્રને,
મેં, તમો પરમ બ્રહ્મનાથકી
હારવુય પણુ ભાગ્ય માનું હું. ૮૬

શ્રેષ્ઠ મુજ રહેવા દિયો મુજ
તીર્થને અટન ઇષ્ટ જે ગતિ
સ્વર્ગમાર્ગ મુજ બંધ થૈ જતાં
ભોગનિસ્પૃહ મને ન કૈં વ્યથા? ૮૭

૮૩ શંભુસુત=સ્કંદ ૮૪ ઇષ્ટ=જોઇતી=ઇચ્છવા લાયક

એમ રામ કરતાં "ભલે" કહી બાણ પૂર્વ દિશમાંહી ફેંકતા
પુણ્યવાન ભૃગુનાથને થતો સ્વર્ગમાર્ગ પ્રતિબંધ આકરો. , ૮૮

રામ બે ચરણ ' તે તપસ્વીનાં
'દ્યો ક્ષમા' કહી કરેથી સ્પર્શતા,
પ્રાક્રમેથી જીતિયા અરિપ્રતિ
વંદને યશજ પ્રાક્રમી જીતે. ૮૯

માતૃપક્ષતણું રાજસીપણું
ટાળી શાન્તિ પિતૃપક્ષની દિધી;
દંડ જેહ મુજને દિધો તમે
રૂડું છે ફલ કૃપારૂપી થયો. ૯૦

હું જઇશ સુર કાર્ય સાધતા,
આપને પ્રભુ ન વિઘ્ન કૈં હજો;
ભ્રાત લક્ષ્મણ સહિત રામને
એ કહી ઋષિ અદૃશ્ય થાય છે. ૯૧

તેના જવા પછી જયી સુતને દબાવી
છાતી શું ભૂપ ફરીથી જનમ્યાજ માને
તે હર્ષલાભ દુખની પળ કેડ થાતો
દાવાગ્નિ દગ્ધ તરૂ ઉપર વૃષ્ટિ જેવો. ૯૨

પછી પથ મહીં રૂડા તંબુઓને રચીને
રજની કઇંક ગાળી ભૂપ તે શંભુ જેવો,
સ્વપુરી મહીં પ્રવેશ્યો મૈથિલીદર્શનાર્થી
રમણીનયનપદ્મે ગોખ જ્યાં શોભી રે'તા. ૯૩

## સર્ગ બારમો.

### રાવણ વધ.

તે માણ્યો વિષય સ્નેહ દશાને અન્ત પહોચતો
નિર્વાણ પાસ આવ્યે શું દીપજ્યોત પ્રભાતની. ૧

તેના કર્ણકને આવી 'દ્યો લક્ષ્મી રામને' ત્યમ
કહે જરા પળી રૂપે જાણે કૈકેયીથી બ્હીતી ૨

લોકોને પ્રિય શ્રીરામના અભિષેકની કથા
સર્વને હર્ષ આપે છે ન્હેર શુ બાગવૃક્ષને. ૩

અભિષેકની સામગ્રી તેમની ક્રુર ચિત્તની
કૈકેયી અભડાવે છે શોકે ઉન્હા નૃપાશ્રુથી ૪

મનાવે પતિ તો ચંડી પૂર્વે દીધેલ બે વરો
મ્હોથી કૂહાડે વૃષા સીચી ભૂ બે સર્પો દરેથી શું. ૫

૧ અહી શ્લેષ છે. સ્નેહ=(૧) પ્રેમ (૨) તેલ દશા=(૧) અવસ્થા (૨) વાટ નિર્વાણ (૧) મોક્ષ (૨) ઓલાવું.

એકથી દે વને વાસ રામને ચૌદ વર્ષનો
બીજે પુત્રની શ્રી માગે વૈધવ્ય ફલ જેહનું. ૬

પિતા દીધી ભૂમિ ગમે પ્હેલા રોતાં સ્વીકારી છે
પછી "જા વન" એ આજ્ઞા હર્ષિત મનથી ગ્રહી. ૭

મંગલ વસ્ત્રને તેમ વલ્કલોનેય ધારતા
જુએ રામ મુખે એક રંગ વિસ્મે થતા જનો. ૮

સીતા લક્ષ્મણુની સાથે તાત સત્ય ન લોપવા
પ્રવેશે દંડકારણ્યે, ને સહુ મંત ચિત્તમાં ૯

વિયોગ દુઃખી તે રાજા શાપ કર્મે થયો સ્મરી
સ્વદેહ ત્યાગીને માત્ર પ્રાયશ્ચિત્ત થયું ગણે. ૧૦

કુમારો તે વને જતાં, રાજા અસ્ત થવા થકી,
રાજ્ય ભોગ બન્યું છિદ્ર જોવા ચતુર શત્રુનું ૧૧

અનાથ લોક મોસાળ ગયેલા ભર્ત તેડવા
અશ્રુને રોકતા જૂના કુલના મંત્રી મોકલે. ૧૨

સાંભળી તાતનું આવું મૃત્યુ ભર્ત ન કેવલ
થાયે વિમુખ પોતાની માતાથી શ્રીથકીયતે. ૧૩

વનવાસી જને દાખ્યા રામલક્ષ્મણવાસના
રડતા જોઇ વૃક્ષો, લૈ સેના રામ પુઠે જતા. ૧૪

ચિત્રકુટે વસંતાને તાત મોક્ષ નિવેદીને
અભોટ સંપદાવાળી લક્ષ્મી સ્વીકારવા કહે ૧૫

૧૪ દાખ્યા=દેખાડ્યા અભોટ=પોતે નહિ ભોગવેલી.

વડીલ બંધુએ જ્યારે લક્ષ્મી સ્વીકારી ના, ગણે
તેને સ્વીકારતાં પોતે પરિવેત્તાનું પાતક ૧૬

સ્વર્ગસ્થ તાત આજ્ઞામાં જોઈ અચલ રામને
ભરતે પાદુકા માગી બનાવા રાજ્યદેવતા ૧૭

"ભલે" કહી રજા આપ્યે ભ્રાને, ના પુરમાં જતા
નંદીગ્રામે રહી રાજ્ય થાપણુ જેમ સાચવે ૧૮

જ્યેષ્ઠ ભ્રાત તણા દૃઢ ભકત, નિસ્પૃહ રાજ્યના,
ભરતે જનની પાપનુ પ્રાયશ્ચિત્ત કીધુ શું ૧૯

શાન્ત રામ કરે સીતા સાથે વન ફલ અહીં
વ્રતો ઐક્ષ્વાકુ વૃદ્ધોના ભ્રાત જોડે જુવાનીમાં ૨૦

પ્રભાવે સ્થિર છાયાળા વૃક્ષને આશરે કદી
કંઈક થાકથી જાણે સીતા ખોળે સુતા હતા ૨૧

ઇંદ્રનો પુત્ર થૈ કાક એનું સ્તન વિદારતો
પ્રિય સંભોગના ચિહ્ને દોષ દૃષ્ટિ શું દાખવા. ૨૨

સીતા જગાડતા રામે શસ્ત્ર મુકયુ મળી તણું
એક નેત્ર જવા દૈને કાકે જીવ બચાવીયો. ૨૩

પાસેજ દેશ છે, ભર્ત ફરી આવ્યાની ભીતિથી
રામ આતુર હર્ણોળી ચિત્રકૂટ સ્થલી ત્યજે ૨૪

૧૬ પરિવેત્તા=મોટાભાઈ પહેલા પરણનારો નાનોભાઈ પરિવેત્તા કહેવાય છે ૧૭ રાજ્ય દેવતા=રાજ્યની રક્ષક અધિદેવતા ૨૪ સ્થલી=ભૂમિ

અતિથિ પ્રેમી ઋષિનાં કુલોમાં વસતા, જ્યમ
વર્ષા નક્ષત્રમાં સૂર્ય, દક્ષિણ દિશમાં જતા. ૨૫

તેની કેડ જતી શોભે વિદેહાધિપની સુતા,
રોકી કૈકેયીએ તોએ ગુણેથી મુગ્ધ શ્રી સમી. ૨૬

આપેલા અનસૂયાએ સુગંધી અંગલેપથી,
વનના ભૃંગ પુષ્પોને ત્યાગી તેની કને ઉડે. ૨૭

સંધ્યાના મેઘ શો કાળો વિરોધ નામ રાક્ષસ,
રામ માર્ગ રુંધી ઉભો, રાહુ ચંદ્ર તણો જ્યમ. ૨૮

લોકઘાતક સીતાને બે વચ્ચેથી હરી ગયો,
શ્રાવણ ભાદ્રવા વચ્ચેથી વૃષ્ટિ શું અવગ્રહ. ૨૯

રાઘવે ચૂર્ણ કરીને તેને ભૂમિ બગાડશે
દુર્ગંધે એમ ધારીને દાટી પૃથ્વીમહીં દિધો. ૩૦

પંચવટી વિષે રામ આજ્ઞા અગસ્ત્યનીથકી
ત્યાગ્યા વિનાજ મર્યાદા રે' વિન્ધ્યાચળની જ્યમ. ૩૧

નાની રાવણની બ્હેન કામે પીડેલી રામની
કને આવી શું નાગણ ગ્રીષ્મે પીડેલી ચંદને. ૩૨

જણાવી કુળ સીતાની સમક્ષ રામને વરે
સ્ત્રીઓનો કામ વધતાં સમયના વિચારતો. ૩૩

પરણેલો હું તું મારા નાના ભાઇની પાસ જા,
પુરૂષ ઇચ્છતી તેને કે' રામ ધોરીકાંધના. ૩૪

૨૫ વર્ષા ઋતુમા નક્ષત્રોમા રોકાતો રોકાતો સૂર્ય જાય તેમ.

મ્હેલા મોટાની પાસે ગૈ તેથી તેણે સ્વીકારી ના,
ફરી રામ કને જાતી, બે કાંઠે જાતી શું નદી. ૩૫

સૌમ્ય ઘડી બની સીતાને સ્મિતે ક્ષોભ પામતી
વા વિના સ્થિર અબ્ધિનાં મોજાં ચંદ્રોદયે જયમ. ૩૬

"આ ઉપહાસનું તુર્ત પામીશ ફલ જોઇ લે,
હુણી વાઘણની હાંસી કરે તેમજ તેં કર્યું" ૩૭

લંપાતી પતિને અંકે સીતાને આમ કે'તી તે
શૂર્પણખા ધરે રૂપ નામ જેવુંજ તે પછી. ૩૮

મ્હેલા કોકિલ શી મીઠી વાણી, ફાલુ સમો પછી
ઘોર રવ સુણી તેને માયાવી જાણી લક્ષ્મણે. ૩૯

ખુલ્લી તલ્વારે લૈ આવી તુર્ત પર્ણકુટિ વિષે
બમણી કદરૂપી તે ભયકારિણીને કરે. ૪૦

વાંકા નખાળી ને આંધા વાંસ શા સખ્ત ધારતી,
આંગળીઅંકુશે બેને નભે જૈને ડરાવતી. ૪૧

જનસ્થાને જઇને તે ખરાદિને સુણાવતી,
રામેજ આદર્યો એવો મ્હેલો દૈત્યપરાભવ. ૪૨

નાક કાન કપાયેલી એને લૈ દૈત્ય આગળ
રામ સામે ચડયા અપશુકન એજ એમને. ૪૩

આયુધો લઇ ગર્વિષ્ઠો આવતા દેખી રાઘવે
જયાશા ચાપને સોંપી સીતા લક્ષ્મણને વળી. ૪૪

૪૧ આગળી અંકુશે=અંકુશ જેવી આગળીથી

ભલે રામ હતા એક હજારો દૈત્ય, રામ તો
દેખાયા તેટલે રૂપે જેટલા રાક્ષસો રણે. ૪૫

શુભ આચારના રામે ખમાય નહિ દૂષણ
દુષ્ટ લોકે ચડાવેલ સ્વશિરે જેમ દૂષણ. ૪૬

ખર, દૂષણ, ત્રિશિરા સાથે રામ શરે ભિડયા
ક્રમે મૂકયાં શરો ભાસે સાથે ચાપથી છૂટતા. ૪૭

અંગને વીંધતા, તિક્ષ્ણ પ્હેલાં જેવાંજ સાફ તે
બાણે ત્રણેનું આયુષ્ય પીધું રુધિર પક્ષીએ. ૪૮

રામે નાખ્યા શરે કાપી દૈત્યોના મ્હાન સૈન્યનાં,
ધડો વિના ન કૈ બીજું ઉભેલું ત્યાં જણાય છે ૪૯

બાણ વર્ષાવતા રામથી લડી તે અસુરની
સેના ગીધની છાયામા સુતી ફરી ન જાગવા ૫૦

રામાસ્ત્રથી હણ્યા દૈત્યો કેરી રાવણની કને
અશુભ ખબરો દેવા એક શૂર્પણખા રહી. ૫૧

બ્હેનને દંડ દીધાથી આપ્તવધથી રાવણે
દશેય શિર પોતાને મૂકાયો પગ માનીયો ૫૨

છેતરી રાઘવોને તે રાક્ષસ મૃગરૂપીથી
હરે સીતા, ઘડી ગીધે શ્રમે વિઘ્ન કર્યાં છતા ૫૩

૪૬ અહી (૧) દૂષણનો અર્થ એ નામનો રાક્ષસ છે (૨) દૂષણનો અર્થ 'કલંક' છે ૪૮ પ્હેલા જેવાજ સાફ=અતિ વેગથી શરીર વીંધીને બહાર નીકળી જવાથી બાણો સાફ થઇ જતા હતા

સીતાને શોધતા દેખે પાંખ કાપેલ ગીધને
જે છૂટયો ઋણ રાજાની પ્રીતિનું નિજ પ્રાણ દૈ. ૫૪

બેઉને "રાવણે સીતા હરી" વચનથી કહી
જખમથી મ્હાન પોતાનું કર્મ, તે દેહ ત્યાગતો. ૫૫

પિતાના મર્ણનો શોક બેઉ ફરી અનુભવે
કરે તેની ક્રિયા અગ્નિસંસ્કારની પિતા સમ. ૫૬

હણાઇ પાપને ધોતા કબંધ ઉપદેશથી
સરખા દુઃખી વાનર સાથે થૈ મૈત્રિ રામની. ૫૭

વીર વાલી હણી તેના ચિરવાંછિત સ્થાનમાં
સ્થાપ્યો સુગ્રીવને જેમ આદેશ ધાતુને સ્થલે. ૫૮

સીતાની શોધમાં અહીં તહીં આજ્ઞાથી સ્વામીની
ફરે વાનર સ્ફુરંતા રામના શું મનોરથો. ૫૯

મળે ખબર સીતાના સંપાતિના મિલાપથી
મારૂતિ ઉતર્યા સિન્ધુ નિષ્કામ ભવને જ્યમ. ૬૦

ખોળતાં જોઇ લંકામાં વીંટેલી રાક્ષસી થકી
જાનકી, વિષવેલીથી વીંટી શું વડીઔષધિ. ૬૧

નિશાની કપિ દે તેને પતિની મુદ્રિકા તણી
જે તેના હર્ષનાં આસું ઠંડા જેવીજ ભાસતી. ૬૨

સીતાને પિયુવાતે દે શાન્તિ, અક્ષ હણી, કુદો,
અરિ બંધ ઘડી વેઠી, લંકા નગર બાળતો. ૬૩

કૃતાર્થ કપિએ આપ્યું એ ધાણીરત્ન રામને,
આવ્યું હૃદય સીતાનું જાતે શું મૂર્તિમાન થૈ. ૬૪
ઉરે દાબી મણિસ્પર્શસુખથી નેત્ર મીંચતા,
સ્તનસ્પર્શ વિના પામે દયિતાસંગનું સુખ. ૬૫
પ્રિયા વાર્તા સુણી રામ સંગમાતુર થૈ ગણે
લંકાની ફરતો સિન્ધુ નાની ખાઇ સમાનજ. ૬૬
ભુમિતલે નહિ માત્ર નભે એ માર્ગ રૂંધતા
કપિનું સૈન્ય સાથે લૈ રિપુને હણવા જતા. ૬૭
ઉતર્યા ઉદધિ કાંઠે એને મળ્યો વિભીષણ
શુ દૈત્ય લક્ષ્મીએ પ્રેર્યો સ્નેહથી બુદ્ધિ આપીને. ૬૮
દૈત્યસામ્રાજ્યનું રામે એને વચન આપીયું,
સમયે આદરી નીતિ અવશ્ય ફલ આપતી. ૬૯
કપિઓ પાસ બંધાવ્યો ખારા સિન્ધુપરે પુલ,
ભાસે પાતાલથી શેષ વિષ્ણુસેજ થવા ઉઠયો. ૭૦
તે વાટે ઉતરી લંકા ઘેરી ભૂરા કપિગણે
જે બીજો કરતા જાણે ફરતો કોટ હેમનો. ૭૧
વાનરો રાક્ષસો વચ્ચે ઉગ્ર યુદ્ધ થયું અહીં
રામ રાવણના જયઘોષે ગાજી રહી દિશા, ૭૨
વૃક્ષોએ પરિઘો ભાંગ્યા, શિલાએ મુદ્‌ગરો દળ્યા.
નખો ચડેછ શસ્ત્રોથી, હણાતા હસ્તિ પર્વતે. ૭૩

૭૩ પરિઘ=એક જાતનું ગોળાકાર હથિયાર ચડે છે=વધી જાય છે. વધારે બળવાન જણાય છે.

ભાળી રામશિરચ્છેદ જાનકી ભ્રાન્તિ પામતી,
"એ મો માયા" કહી તેને ત્રિજટાએ જીવાડી છે. ૭૪

"નક્કી મારા પિયુ જીવે" વિચારી શોક એ તજે
લજાતીકે જીવી પ્હેલાં એનું મૃત્યુ ખરૂં લહી. ૭૫

મૂક્યા ઇંદ્રજીતે નાગપાશ ગરૂડ છેદતાં
ભ્રાતોને સ્વપ્નની જેવી ક્ષણિક એ વ્યથા થતી ૭૬

પછી વીંધ્યું દશગ્રીવે સાંગે લક્ષ્મણનું ઉર
અક્ષત રામનું એથી ઉર વિંધાયું શોકથી. ૭૭

હનુમાન દિધી લાવી ઔષધીથી વ્યથા મટયે
શરે લંકાસ્ત્રીના થાતા વિલાપગુરૂ તે ફરી. ૭૮

મેઘનાદતણો નાદ, ને ચાપ ઇન્દ્ર આપણુ
એ રહેવા ન દેતા કૈં, શરદ મેઘનું જ્યમ. ૭૯

સુગ્રીવે ભ્હેન શો કીધો કુંભકર્ણ રૂંધી લીએ
રામને, ટાંકણે છોલ્યા, ધાતુવાળા ગિરિ સમો. ૮૦

કટાણે વ્યર્થ ઉઠાડયો ભ્રાતે નિદ્રાળુને તને
કહીને દીર્ઘ નિદ્રામાં પોઢાડયો રામના શરે. ૮૧

પડયા રાક્ષસ બીજાએ કરોડો વાનરો વિષે,
રણની રજ તેઓના રક્તની નદીમાં જ્યમ. ૮૨

૭૯ લંકાસ્ત્રી=લંકાની સ્ત્રીઓ અથવા લંકા રૂપી સ્ત્રી. વિલાપગુરૂ=વિલાપ શિખવનાર, કરાવનાર ૮૦ ધાતુ=મન શીલ (મણશિલ)

આજે રાવણ કે રામ વિના પૃથ્વી થશે ખરે
નિકળ્યો એમ નિશ્ચય કરી રાવણ મ્હેલથી. ૮૩

જોઇ રામ પગે પાળા, રાવણને રથે ચડ્યો
રથ ભૂરાહયોવાળો, એમને ઇન્દ્ર મોકલે. ૮૪

નભોગંગાવિચીવાયુથી હાલે ધ્વજ જેહનો,
તે રથે માતલિહસ્ત ઝાલીને રામ બેસતા. ૮૫

માતલિએ સજાવ્યું છે ઇન્દ્રકવચ એમને
દૈત્યાસ્ત્રો જે વિષે થાતા નિર્ફલ પદ્મપત્રશાં. ૮૬

જોઇ અન્યોન્યને માને આવ્યો પ્રાક્રમ યોગ, તે
રામ રાવણનું યુદ્ધ જાણે સાર્થક થાય છે. ૮૭

અનેક ભૂજ જંઘાને શિરે ભ્રાત કુબેરનો
પહેલાં જેવો નથી તોએ માતાવશે દિસે ઉભો ૮૮

લોકપાળોતણો જેતા શિરે પૂજક શંભુનો
કૈલાસ તોળનારો તે શત્રુને "વાહ" રામ કે. ૮૯

સીતાસગમની આશા દેતા ફ્ફ્ફ઼ત તેહના
ડાબા કરે અતિ ક્રોધે રાવણ શર મારતો. ૯૦

શર રામનું ફેંકેલું ભેદી રાવણનું ઉર
ભૂમિ પેસે શું નાગોને શુભ સંદેશ આપવા. ૯૧

૮૭ આવ્યો પ્રાક્રમ યોગતે=જેઓ પરાક્રમ કરવાનો ખરો સમય આવ્યો છે એમ માનવા લાગ્યા તે. ૮૮ માતાવશે=માતાના કુલની વચમાં. રાવણની માતા રાક્ષસી હતી. ૯૧ શુભ=રાવણના મૃત્યુના સારા ખબર

વાકયથી વાકયને અસ્રથી અસ્ર પાછું વાળતા,
અન્યોન્યનો જયોત્સાહ વિવાદક સમો સ્ફર્યો ૯૨
ક્રમે પરાક્રમો કીધે જયશ્રી બેઉની બની
મામાન્ય મત્તહસ્તી બે વચ્ચેની ભીતની સમી ૯૩
ઘા પ્રતિઘાથી રાજી થૈ વેરેલી, પુષ્પ વૃષ્ટિને
સુરાસુરની, અન્યોન્યે મૂકેલા શર રુંધતા. ૯૪
ગદા લોહની ખીલાળી દૈત્યે મૂકી અરિપ્રતિ,
યમરાજાતણી જાણે હરેલી મૃત્યુની ગદા ૯૫
તે રથે પ્હોંચતા પૂર્વે અર્ધચંદ્રમુખી શરે
કેળ શુ કાપી છે રામે દૈત્યોની આશની સહ ૯૬
રામ એક ધનુર્ધારી મૂકે અમોઘ એ પ્રતિ
બ્રહ્માસ્ર જે પ્રિયાશોકશલ્ય કાઢવાનું ઔષધ. ૯૭
નભે, દશ અણીવાળુ જ્વલંત મુખ શોભતુ,
શુ કરાલ ફણાચક્રવાળુ મ્હાનાગનુ વપુ ૯૮
તે મંત્રયુકત અસ્રેથી પાડીયા પળ અર્ધમા,
રાવણમસ્તકો જેમ થાય ના છેદવેદના ૯૯
પડતી દૈત્ય કાયાથી પંકિત મસ્તકની દિસે,
તરંગચક્ર વ્હેંચાતી બાલ સૂર્યની મૂર્તિશી ૧૦૦
પડેલા મસ્તકો તેના જોઇ દેવો તણા મને
આવે વિશ્વાસ ના પાછા મંધાવાના ભયે થકી ૧૦૧

૯૨ વિવાદક=ન્યાય સભામાં વિવાદ કરનારા વાદી અને પ્રતિવાદી
૯૪ પ્રતિઘા=સામો ઘા ૧૦૧ એકવાર રાવણના કાપેલા માથા
સંધાયા હતા.

દિગપતિગજ કેરા ત્યાગી ગડસ્થલોને,
મદ ભરપુર પાખે ભૃંગ જે કેડ ઉડે
સુરભિ સુમન વૃષ્ટિ દેવ વેરી પડે છે,
તુરત નૃપ થવાના રાવણારિશિરે ત્યાં. ૧૦૨

દેવોનું કાર્ય કરી ચાપની દોરી ત્યાગે
તે રામની લઇ રજા પછી માતલિતો
સ્વર્ગે જતો રથ હજાર હયોતણો લૈ
જેની ધજા મહીં રિપુશર નામવાળા ૧૦૩

રઘુપતિપણ અગ્નિમાં થૈ વિશુદ્ધ પ્રિયાને અહીં,
વિભીષણ સમ મિત્રને આપી દેતા રિપુની શ્રીને,
કપિનૃપતિની સાથ સૌમિત્રિનેયે વળી લૈ જતા
ચડી નિજકર મેળવેલા વિમાને, પુરીની ભણી. ૧૦૪

# સર્ગ તેરમો.

## દણ્ડકારણ્યમાંથી પાછા આવવું.

છે શબ્દ જેનો ગુણ તે સ્વરૂપ-
મા જે વિમાને વિહરે ગુણજ્ઞ,
શ્રી રામ નામે હરિ પત્નીને આ
એકાન્ત રત્નાકર જોઈ કે' છે. ૧

સેતુથી મારા મલયાદ્રિ સુધી
જો આ ફીણાળો નિધિ છે વિભક્ત,
આકાશ ગંગા થકી જેમ, શર્દે
તારા રૂડા દાખતુ સ્વચ્છ આભ ૨

એ યજ્ઞ કેરો હય તાત કેરો
પાતાલ જ્યારે કપિલે છુપાવ્યો

૨ વિભકત=બે વિભાગમા વ્હેંચાયેલો ૩ કપિલ=(૧) ઇન્દ્ર (૨) એ નામના ઋષિ

તે માટ પૃથ્વીતલ ખોદનારા
વધારિઓ આ અમ પૂર્વજોએ. ૩

ધારે રવિ કિર્ણ અહીંથી ગર્ભ
વળી અહીં સૌ વસુ વૃદ્ધિ પામે
આ વારિનો દાહક અગ્નિ ધારે
જન્મેલ આલ્હાદક તેજ હાંથી. ૪

તે તે દશા પામી રહ્યું છતાંએ
દશે દિશા વ્યાપિયું જે મહત્ત્વે
કળાય ના વિષ્ણુ સમાન આનું
આવુંજ કે આટલું રૂપ છે તે. ૫

નાભિ ઉગેલા કમલે રહેલા
પ્હેલા વિધાતા સ્તુતિ ગાય જેની,
પુરૂષ કલ્પાન્તની યોગનિદ્રા-
મહીં સુએ વિશ્વ સમેટી આંહી. ૬

જેનો ઉતાર્યો મદ પાંખ છેદી
પુરંદરે તે ગિરિ સેંકડો હ્યાં
શર્ણે જતા શત્રુભયે શું ભૂપો
મધ્યસ્થ કો ધાર્મિક શર્ણ જતા. ૭

આદિવરાહે કીધ જેહ કેરો,
ઉદ્ધાર પાતાલથી તે મહીને

૪ આલ્હાદક તેજ=ચંદ્ર.

વચ્ચુ' મહેલમાં જલ સ્વચ્છ આનું
ઘડી મુખે ઘુઘટ થૈ રહેલું. ૮

સૌથી જુદી સ્ત્રીભણી વૃત્તિ તેની,
છે દક્ષ મોજારૂપી ઓષ્ઠ દેવા,
દેતી મુખો ધૃષ્ટ સ્વભાવથી તે
સહુ નદીને નિધિ પી પિવાડે ૯

મુખે ઉઘાડે જીવવાળુ વારી
નદીમુખોનું લઇ ભીડી દેતા
આ છિદ્રવાળા શિરથી વહુલો
ઊંચા ઉડાડેછ જલ પ્રવાહો ૧૦

કુદે ત્વરાથી જલહુસ્તી તેથી
બે ભાગ થાતા નિધિફીણુના જો
કપોલ પાસેજ જવાથી તેના
થૈ રે' ઘડી ચામર કર્ણકેરા ૧૧

મોજાં ઉડે તેથી ન લેશ જુદા
લભાય નાગો તટવાયુ લેવા
રવિતણે કિર્ણે વધુ ઉજાળા,
ફૂણામણિથીજ જુદા જણાતા ૧૨

વિદ્રુમ તારા અધરોનું સ્પર્ધી
તેથી વિચીવેગથી આફળીને,

૯ પી, પિવાડે ચુંબનનો ભાસ આપે છે ૧૩ વિદ્રુમ=
પરવાળાના બેટડા=નાના નાના મંડગો

મથાળું ઊંચી અણીમા ભરાતા
છૂટું પડે શંખનું જૂથ કંઠે. ૧૩
પીવા જતા વારિજ ઘૂમરીના
વેગે જણાતા ભમતા ઘનેથી
ભાસે ફરી આ નિધિમાંહી જાણે
ગિરિ વડે મથન હોય થાતું ૧૪
આ લોહના ચક્ર સમાન દૂરે
ભાસેછ, ખારા નિધિ કેરું તીર
તમાલ ને તાલસમૂહ શ્યામ,
ધારે ચડી કાટની રેખ જેવું. ૧૫
આ કેતકી રેણુથી તીર વાયુ
રંગેછ તારું મુખ દીર્ઘનેત્રી
"ભૂખ્યો હું બિમ્બાધરનો વિલંબ
શૃંગારનો ના સહું જાણીને શું ૧૬
રેતે ખુલી છીપથી વીખરેલ
મોતીભર્યાં અબ્ધિ તટે ઘડીમાં
વિમાનના વેગથી આપણે આ
પ્હોંચ્યા પૂગી વૃક્ષ લચ્યા ફલે જ્યાં ૧૭
મૃગાક્ષિ તો પાછળ માર્ગમાંહી
દૃષ્ટિ કરે સૂંઢશી જળધવાળી

૧૪ ઘૂમરી વમળ વમળ ઉપર દેખાનાથી વાદળું પણ ફરતું દેખાય ૧૫ સમુદ્ર ગોળાના પૈડા જેવો છે અને કાંઠા ઉપરના તાલવનો કાટની રેખા જેવા છે તાલસમૂહસ્યામ, તીર અને રેખા બંને સાથે જાય છે. ૧૭ પૂગી વૃક્ષ=સોપારીના ઝાડ

દૂરે જતા આ ઉદધિથી જાણે
વનોની માથે નિકળેછ ભૂમિ, ૧૮

જો ક્યાઇ ચાલે સુરનાજ માર્ગે
ક્યાઇ ઘનોના ક્યઇ પક્ષીઓના
મારે દિલેછે અભિલાષ જેવો
ચાલેછ તેવીજ રીતે વિમાન ૧૯

મહેન્દ્ર હસ્તી મદ ગંધ વાળો
ઠંડો વળી ગંગતરંગયોગે
આકાશ વાયુ મુખ તાહરે આ
બપોરના સ્વેદ કણો ચુમે છે ૨૦

લબાવીને હસ્ત કુતૂહલેથી
જેને અડે બારિ વિષે તુ ચડી
તે મેઘ શું કંકણ વીજળીનું
કાઢી તને ભૂષણ બીજુ આપે ૨૧

હવે જનસ્થાન વિપત્તિમુક્ત
જાણી નવા આશ્રમ બાંધતા આ,
આ પોતપોતાની ચિરથી, ત્યાગી,
કુટી વિષે રે જન ચીરધારી ૨૨

આ તે સ્થલ જ્યા તુજ શોધ માટે
જતા દિઠું મે પડયુ ભૂમિ એક

નુપૂર તારા ચરણારવિન્દ-
વિયોગદુખેથી શુ મૌનધારી ૨૩

ભીરૂ તને જ્યાથી હરેલ દૈત્યે,
કૃપાથી તે માર્ગ મને લતાઓ,
દર્શાવતી બોલી નહિ શકયાથી,
નમેલી ટીશીતણી ડાળીઓથી. ૨૪

નિસ્પૃહ દર્ભાંકુરની મૃગીઓ,
અજાણ તારી ગતિના મને કે'
તે, ફેરવીને ઊચી પાપણોના,
વિલોચનો દક્ષિણની દિશામા ૨૫

છે આગળે આ ગિરિ માલ્યવાન-
કેરૂ નભસ્પર્શી રહેલુ શ્રૃગ
એમે નવુ વારી અને વિયોગ-
ના આસુ મે સાથજ સારિયા જ્યા ૨૬

ધારા સિચ્યા પલ્વલકેરી ગધ,
અર્ધા ખુલ્યા કેસરના કદબો
વળી મયૂરોની મધુર કેકા
તારા વિના સર્વ અસહ્ય લાગ્યા ૨૭

આલિગનો કમ્પથી મુકત તારા,
માણેલ મે જે પ્રથમે સ્મરીને

૨૫ તે ગતિન્તુ જે દિશામા ગઇ હતી તે

ગુફામહી વિસ્તરતા ઘનોના
ત્યાં ગર્જનો માડ સહ્યા જતા મેં. ૨૮

ધારા સિંચેલી ભૂમિની વરાળો-
ને યોગ કોશો ખીલી કુન્દલો જ્યાં,
વિવાહના ધૂમથી રક્ત તારા
નેત્રોની લીલાથી મને દુભતા ૨૯

કાહા તણું નેતરજૂથ છાયા,
દેખાય કે ચચલ સારસો જ્યાં,
પપા તણાં આ જલ મારી દૃષ્ટિ
અખેદ પીતી ઉતરી શું દૂરે ૩૦

તુથી પ્રિયા, દૂર પડેલ મે હ્યાં,
પરસ્પરે અબ્જપરાગ દેતા,
દીઠાં સ્પૃહા સાથજ ચક્રવાકો-
ના જોડના મુક્ત વિયોગથી જે ૩૧

મઝૂણી આ તીરઅશોકશાખા,
સ્તનો સમા ગુચ્છ થકી નમેલી,
આલિંગવા તુ મઝી માની જાતો,
વાર્યો મને લક્ષ્મણ આંસુ લાવી ૩૨

વિમાનના અંતરમાંહી ટાંગી,
સુવર્ણ ઘંટારવ સાભળીને

ગો દા વ રી સા ર સ વૃન્દ આવે
નભે ઉડતા ન શુ તારી સામા. ૩૩

તે જ્યાં હતા આમ્રશિશુ ઉછેર્યા
ઘડાજલે કોમળ કેડવાળી,
જ્યા કાળીયારો ઉચી ડોક ઉલા
જોઇ ચિરે પચવટી હું રીઝુ ૩૪

જેનો હરે થાક તરગ વાયુ
તે હું વળીને મૃગયાથકી આ
ગોદાવરી તીર ઉછ ગ તારે
સૂતો સ્મરૂં નેતર માડવામા ૩૫

ભ્રૂભ ગથી કેવલ ભ્રષ્ટ કીધો
નહૂષને શક્રપદેથી જેણે
મેલા જલોના પરિશુદ્ધિ હેતુ
ઋષિતણો આશ્રમ આ મહીમા ૩૬

અનિન્દ્યકીર્તિ ઋષિના ત્રણે એ
છે અગ્નિના ધૂમ વિમાન સ્હોમ્યા
સુગધ લૈ એની રજોથી મુક્ત
આત્મા બને છે હળવોજ મારો ૩૭

આ શાતકર્ણિ મુનિકેરૂ ક્રીડા-
કાસાર પચાપ્સર નામનુ જે

૩૬ અગસ્ત્યનો ઉદય થાય ત્યારે મેલા પાણી ચોક્ખા થાય છે
૩૭ રજોથી=રજો ગુણથી ૩૮ ક્રીડાકાસાર=રમતનુ સરોવર.

વીટયુ વને દૂરથી વાદળાંની
વચ્ચે શશીબિમ્બ સમું જણાતું. ૩૮

દર્ભાંકુરો કેવલ ખાઇ રે'તા
મૃગોની સાથે, તપથી બ્હી ઇન્દ્રે
તેને લિધા પાંચ સુરાંગનાની
જુવાનીની સાંકળથીજ બાંધી ૩૯

સુગુપ્ત મ્હેલે વસનાર એના
સ ગીતનો ઢોલકનાદ ચાલુ
નભે જઇ પુષ્પક માળભાગો
ઘડી ગળાવી પડઘાથી મૂકે. ૪૦

ચેતાવી કાષ્ઠે ધુણો ચાર વચ્ચે
લલાટ દેશે રવિથી બળ'તા
તપસ્વી આ અન્ય સુતીક્ષ્ણ નામે
ચારિત્રથી સંયમી ત્યાં તપે છે ૪૧

સુરસ્ત્રીના હાસ્યભર્યા કટાક્ષો,
બતાવવી કું' મિષ અર્ધી કાંચી,
શૃંગાર ચેષ્ટાથી મળ્યા ન એવી
એ ઇન્દ્રનેયે ભય આપનારા ૪૨

ખજ્વાળતો હર્ણ, કુશાગ્ર છેદે,
ને બેરખો અક્ષની માળનો જ્યાં

૪૧ તપે છે=તપ કરે છે. ૪૩ ખંજ્વાળતો=હર્ણને ચેળ કરતો
પંપાળતો (હાથ)

તે હસ્ત ઊંચો જમણો હલાવે
આ બાજુ સંમાન મનેજ દેવા. ૪૩

મુનિવ્રતે તેથી જરી ધુણાવી
માથું ગ્રહી વંદન માહરાને
વિમાનના વિઘ્નથી મુક્ત પાછી
સહસ્રરશ્મિભણી દૃષ્ટિ માંડું ૪૪

વિશ્રામ સૌનો વન આ પવિત્ર
છે અગ્નિહોત્રી શરભંગકેરૂં
સંતોષી અગ્નિ સમિધેથી જેણે
દેહેય મંત્રેથી પવિત્ર હોમ્યો. ૪૫

છાયાથી માર્ગ શ્રમને હરંતાં
વખાણવા યોગ્ય ફળે ભરેલાં,
સુપુત્રશાં વૃક્ષ પરેજ એની
અતિથિસેવા હમણા રહી છે. ૪૬

કાઢે ગુફાને મુખ ઝર્ણ શબ્દ
છે વપ્રનો કાદવ શૃંગ જેને
આ સાંઢ માતા સમ ચિત્રકૂટ
ખેંચે છ દૃષ્ટિ વિધમાગિ, મારી. ૪૭

આ સ્વચ્છ ને નિશ્ચલ વ્હેતી ભાસે
મંદાકિની પર્વત શીર્ષ ફરતી

૪૪ ગ્રહી=સ્વીકારી. ૪૭ વપ્ર=(૧) શિખરને ઉખેડવાની રમત
(૨) શિખર.

વચ્ચે રહે અંતર પાતળી શી
મોતીની માળાસમી ભૂમિકંઠે. ૪૮

ગિરિની પાસે શુભ આ તમાલ
અંકુર જેના લઇને સુગંધી,
તારા ફિકા કેંક યવાંકુરોશા
ગાલે રૂડું કુંડળી મેં રચ્યું'તું. ૪૯

શિક્ષાની ભીતિવિણ પ્રાણી સૌમ્ય,
જ્યાં પુષ્પચિન્હો વિણ વૃક્ષ ફાલે
પ્રભાવ ઉત્કૃષ્ટ બતાવનારૂં
આ અત્રિ કેરૂં તપહેતુ વંન. ૫૦

આ સ્થાન રનાનાર્થ તપસ્વીઓના,
સપ્તર્ષિ હાથે જહીં હેમપદ્મો
ચુંટાય તે શંભુની શીર્ષમાળા
ગંગા કરી ન્હેતી મહા સતીએ. ૫૧

વીરાસને ધ્યાન મહીં રહેલા
ઋષિની વેદી વચના તરૂઓ
વાયુ અભાવે નહિ હાલવાથી,
જણાય યોગારૂઢ હોય તેવાં. ૫૨

જેને હતો આગળ યાચિયો તે,
પ્રખ્યાત તે આ વડ શ્યામ નામે

૫૧ મહાસતી=અનસૂયા.

કૃષ્ણેથી ભાસે ઢગ નીલમોનો,
માણેકથી મિશ્રિત હોય તેવો. ૫૩

ક્યાં મોતી માળા ભમી, તેજ ઝાંખું
કરી રહ્યાં નીલમથી જડેલી,
બીજે સ્થલે ગૌર સરોજમાળા,
વચ્ચે ગુંથી નીલ સરોજથી શુ. ૫૪

ક્યાં માનસપ્રેમી વિહંગમોની,
શું શ્યામ હંસોથી ભળેલી પંક્તિ,
બીજે રચી ચંદન, ભૂની ભક્તિ
કૃષ્ણાગુરૂ પાંદડી ચીતરી શું. ૫૫

કયઇં પ્રભા ચંદ્રની કાબરી કે
છાયે રહેલાં તિમિરે થતી શું
બીજે શરદ મેઘની શ્વેતમાલા
છિદ્રે જણાતા નભભાગવાળી. ૫૬

ક્યાં ભસ્મલેપાળી મહેશકાયા
શું કૃષ્ણસર્પાભરણે સજેલી
જો જાન્હવી આ, સલુણી! યમુના
તરંગથી ભિન્ન વહેણવાળી. ૫૭

આ સંગમે સિન્ધુની પત્નીઓના
નાહી થતાં આત્મ પવિત્ર, દેહ

૫૫ ભક્તિ=તિલક=ત્રિપુણ્ડ્ર કૃષ્ણાગુરૂ=કાળું ચંદન
સિન્ધુનીપત્ની=નદી.

ને ત્યાગનારા કઈ તત્ત્વજ્ઞાન
થયા વિના એ ફરી જન્મ ના લે, ૫૮

નિ ષા દ રા જ ત ણું નગ્ર આ તે
જ્યાં મે ઉતારી શિરના મણિને
જ્યારે જટા બાંધી રડયા સુમંત્ર
"કૈકેયી, તારૂં થયું ધાર્યું" એમ ૫૯

સુવર્ણપદ્મોતણી રેણુ જેની
માણે રતને યક્ષની સુન્દરીઓ,
છે બ્રાહ્મસરજ મૂળ જેનુ
વેદે કહ્યું બુદ્ધિનું પ્રકૃતિ શું, ૬૦

રોપેલ જેને તટ યજ્ઞથંભો
જેનાં અયોધ્યા ભણી નીર વ્હે છે.
અવભૃથ સ્નાનથી અશ્વમેધે
ઇક્ષ્વાકુઓએ વધુ શુદ્ધ કીધી. ૬૧

રેતાળ ખોળા તણી મોજ જાણે
ને જે ઉછેર્યાં પય પાઇ ન્હાનાં,
તેવા નૃપો ઉત્તરકોસલોના
સર્વેની માને મન મારૂં વન્દે. ૬૨

તે પૂજ્ય રાજાની વિયોગી માતા
મારી ગ્મામી આ સરયૂ રહેલા

દૂરે, મને શીતલ વાયુ વાળા,
તરંગ રૂપી કરથી શું ભેટે. ૬૩

મુગ્ધા મધ્યા મમી આગળે આ,
ઉડે છ રાતી રજ ભૂમિમાંથી,
માનું કહે મારૂતિએ વૃતાન્ત
આવે છ સેના મહુ ભર્ત સ્હામા ૬૪

દેશે અતિ શુદ્ધજ શ્રી, પ્રતિજ્ઞા
ને પાળનારા મુજનેજ સાધુ,
જેવી તને અક્ષત લક્ષ્મણે ત્યા
દીધી વધ્યો મારી ખરાદિ ત્યારે ૬૫

કરી ગુરૂ આગળ પાય ચાલી,
સેના બહુ પાછળ રાખી આવે,
મો વૃદ્ધ મંત્રી સહ ચીરધારી
એ ભર્ત મારી ભણી અર્ઘ્ય લૈ ને ૬૬

તાતે તજેલી મુજ ધ્યાન જેણે
આવેલી ખોળે નવ માણી લક્ષ્મી
ને આટલા વર્ષ અસિની ધારે
રે'વાનું સેવ્યુ વ્રત એની સાથે ૬૭

જ્યા રામ એમ વદતા અધિદેવતાને
ક્યારે વિમાન લહી એમની એવી ઇચ્છા

૬૭ મુજ ધ્યાન=મારી ઉપરની ભક્તિથી ૬૮ અધિ દેવતા= સંચાલક=Pilot

આકાશ માર્ગ ઉતર્યું છ નિહાળ્યું એને
આશ્ચર્યથી ભરત પાછળની પ્રજાએ. ૬૮

ત્યાં આગળે રહી વિભીષણને બતાવ્યે,
વાંકીશી સ્ફટિક સીડીથી રચેલ માર્ગે
શ્રીરામ ભૂતલ સમીપજ ઉતર્યા છે
સેવાચતુર કપિરાજ કર ગ્રહીને ૬૯

ઇક્ષ્વાકુવંશ ગુરૂને નમી ભર્ત ભાઇ-
ને અર્ધ્ય લૈ પ્રથમ સંયમી રામ ભેટે
સૂંઘેછ સાશ્રુ શિર તે નિજ ભક્તિ જેણે
છે તાતરાજ્ય અભિષેકય છોડી દીધો. ૭૦

દાઢી વધ્યેથી બદલાઇ ગયાં મુખાળા
મો મંત્રિ વૃદ્ધ વડ શું વડવાઇવાળા
વદે, તદા નજર મીઠીથી પૂછી ક્ષેમ
હે રામ માન મધુરા વચનો વદીને ૭૧

"આ ભૂપ રીંછ કપિનો મુજ દુઃખબેલી
આ અગ્રણી સમર માહિ પુલસ્ત્યપુત્ર"
માનેથી એમ રઘુનંદન ઓળખાવ્યા
એને નમ્યા ભરત લક્ષ્મણની પહેલા. ૭૨

વંદેછ તેની પછી લક્ષ્મણને, અને તે
ભેટે પદે પ્રણત ભર્તજીને ઉઠાડી

૭૦ સાશ્રુ=આંસુ વાળા (થઇ) ૭૨ લક્ષ્મણની પહેલાં=અજ્ઞાત અતિથિને પ્રથમ નમસ્કાર ઘટે તેથી

એ મેઘનાદશરઘાવ કઠોર છાતી-
થી ભીડી પીડ ફરતા ઉર એમનાને. ૭૩

આજ્ઞાથી રામની કપિગણુ નાયકો ત્યાં
બેસે લઇ જનનું રૂપ ગજો પરે ને
એને અનેક ઝરતા મદવારીધારા
ગોએ ગિરિપગ ચડયાતણી મોજ માણે ૭૪

એ દૈત્યનો નૃપતિ સેવકસાથ બેસે
આજ્ઞાથી રાઘવતણી રથ ઉપરે ત્યાં
ના જાય જેની સરખાવી વિચિત્ર શોભા
માયાપ્રકાર રચિયા નિજના રથોથી ૭૫

ઉડે ધજા જતુ યથેચ્છજ તે વિમાને
પાછા શ્રીરાઘવ ચડે અનુજોની સાથે
ઇન્દુ ફરો બુધ, બૃહસ્પતિ સાથ જેમ
સંધ્યાઘનો ઉપર વીજળી જ્યાં ઝબૂકે ૭૬

ત્યાં વિશ્વને પતિ પ્રલેથકી જેમ પૃથ્વી,
શર્દ શું વાદળમહીથકી કૌમુદીને,
રામે દશાનનની પીડ થકી ઉગારી
વૈદેહી વૈર્ય ભરીને પછી ભર્ત વદે ૭૭

૭૩ એમનાને=ભરતના (ઉર) ને ૭૫ નિજના=વિભીષણના
૭૬ લક્ષ્મણ અને ભરતને બ્રહસ્પતિ અને બુધ સાથે સરખાવ્યા છે

સંકેશવીનવણીતર્જનકેરૂં જેણે
પાળ્યું દઢ વ્રત પદદ્વય તે સતીના
ને જ્યેષ્ઠ બંધુ અનુસાર જટાળું શીર્ષ
સાધુનું પાવન પરસ્પર થાય યોગે, ૭૮

લોકો પાછળ હળવે જતા વિમાને
શ્રીરામે પછી અરધોજ કોશ જૈને
શત્રુઘ્ને સુસજ કરેલ તંબુમાહીં
ઉદ્યાને અવધ તણે પડાવ નાંખ્યો. ૭૯

૭૮ તર્જન=તિરસ્કારવું. સીતાના બે પગ અને ભરતનું મસ્તક અન્યોન્યના સ્પર્શથી પવિત્ર થાય છે.

## સર્ગ ચૌદમો.

### સીતાનો ત્યાગ.

કપાઇ આધાર તરૂ લતા શી
સ્વામીતણા મર્ણથી શોચનીય
દશા થઇ જેહની, માત બેને[1]
સાથે પછી રાઘવ બે મળ્યા છે 1

પરાક્રમે શોભિત શત્રુહન્તા
પદે નમતા સુત એઉને તે
બૈ અશ્રુથી અન્ધ શકે ન જોઇ
કિન્તુ સુતસ્પર્શસુખેજ જાણે 2

હર્ષાશ્રુઓ શીતલ એઉના તે
શોકાશ્રુનો ઉષ્ણ પ્રવાહ ખાળે
હિમાદ્રિકેરૂં ઝરણું શું વારી
ગંગા અને સર્યૂનું ઓષ્મતપ્ત 3

1 બેને=કૌશલ્યા અને સુમિત્રાને.

પુત્રોતણે અંગ સુરારિશસ્ત્ર-
ને ઘાવ તાજેજ અડી દયાથી
ન ઇચ્છતી તે પ્રિય ક્ષત્રિયોની
સ્ત્રીઓતણો "વીરની માત" શબ્દ ૪

"હું સ્વામીને ક્લેશની આપનારી
સીતા અભાગી" નિજ નામ કે' તા
સૌ રાણીને સદ્‌ગત સાસરાની,
સમાન ભક્તિથી નમે વધૂ ત્યા ૫

"બેટા ઉભી થા તુજ પુણ્યવૃત્તે
-જ સ્વામી તારા લઘુ ભ્રાત સાથે
સર્વે તર્યા સંકટ" કે' છ પ્રીતિ-
ની પાત્ર તેને પ્રિય તેમ સાચુ ૬

હર્ષાશ્રુથી માતતણા શરૂ જે
શ્રી રામ કેરા અભિષેક પૂરો
કરાવતા વૃદ્ધિ અમાત્ય લાવી
તીર્થોથકી વારી સુવર્ણ કુભે ૭

સરે, નદી ને વળી સાગરે જે
લાવી દિધા વાનર રાક્ષસોએ
જલો વિજેતા શિર તે પડયા છે
જાણે ઘનોના જલ વિન્ધ્ય અગે ૮

સરે=સરોવરે

તપસ્વીનો એ ધરવાથી વેષ
અગત જે સુંદર દીસતા'તા,
રાજેન્દ્રનાં વસ્ત્ર ધર્યાની શોભા
એને બને છે પુનરૂક્તિ જેવી. ૯

અમાત્ય, દૈત્યો, કપિસૈન્ય સાથે
વાદ્યધ્વનિથી સુખ લોકને દે
તે તોરણાળી કુલરાજધાની-
મ્હેલે, ઉડે લાજ તહીં પ્રવેશે ૧૦

સૌમિત્રિ જેને લઘુ ભ્રાત સાથે
ધીમે હલાવે વિંઝણો કરે તે
ભર્તે ધર્યે છત્ર જણાય સાક્ષાત્,
સમૂહ શું ચાર ઉપાય કેરો ૧૧

કાલાગુરૂ ધૂપ શિખા મહેલે
વાએ પડે જે જુદી તે, પુરીની
વનથી આવી રઘુવીર પોતે
છોડેલી વેણી સરખી જણાતી ૧૨

સાસુજને વસ્ત્ર રૂડે સજેલી
છે પાલખીમાં રઘુવીરપત્ની,
નારી અયોધ્યાની નમે છ એને
મહેલની બારીથી હાથ જોડી, ૧૩

૯ પુનરૂક્તિ=બેવડાવારૂપ દોષ ૧૦ લાજ=અક્ષત અથવા ધાણી લઘુભ્રાત=શત્રુઘ્ન. ૧૧ ચાર ઉપાય (૧) સામ (૨) દાન (૩) ભેદ (૪) દંડ

સ્ફુરાવતો તેજ મહાસતીનો
પરતી તે અક્ષય લેપ અંગે
શોભે ફરી વહ્નિ ઉભી શું, સૌને
"વિશુદ્ધ છે" એમ જણાવી નાથે. ૧૪

દે સૌ અમાને ગૃહ ઝાંઝવાળાં.
તે પ્રેમકેરા નિધિ રામ જાતા
ચિત્રે રહેલાજ પિતા તણે તે
સામગ્રિવાળે ગૃહ સાશ્રુ થાતા. ૧૫

"ન સત્યથી તાત ચળ્યા અમારા,
વિચારતાં તે સહુ પુણ્ય તારૂં
માતા" કહીને કર જોડી એમ
કૈકેયીની દૂર કરી છ લજ્જા. ૧૬

સુગ્રીવ, વિભીષણ ને પછીથી
સત્કારિયા કૃત્રિમ સાધનોથી
જેથી બને વિસ્મિત ચિત્ત તેઓ
જેને થતી સિદ્ધિ વિચારમાત્રે. ૧૭

દેવી, મુનીશો, અભિનંદનાર્થે
આવ્યા, દઇ માન સુણે છ સૌની
પાસેથી જન્માદિ હણ્યા અગ્નિનું
સ્વવીર્યનું ગૌરવ જે વધારે. ૧૮

૧૪ સંકામાથી આવેલા સીતાનો અગ્નિપ્રવેશ પછીજ રામે સ્વીકાર કર્યો હતો ૧૫ જેવું માત્ર ચિત્ર હતું તેવા. ૧૭ જેને= સુગ્રીવ અને વિભીષણને. ૧૮ હણ્યા=પોતે હણેલા.

ઋષિ ગયા મૈં પછી, જાણતા ના
વીત્યો મજામાં અધમાસ તેવા
કપીશ, દૈત્યેશ્વરને રજા દે,
ગીતા કરે ભેટ અપાવી રામ ૧૯

વિચારતા હાજર જેહ, પ્રાણ
માથે હર્યું રાવણનું વિમાન
તે પુષ્પક, સ્વર્ગનું પુષ્પ થાવા
કુબેરનું વાહન, મોકલી દે. ૨૦

પિતા નિદેશે વનવાસ પૂરો
કરી અને મેળવી રાજ્ય રામે
સમાન વૃત્તિ અનુજોથી દાખી
ધર્માર્થને કામની સાથ જેમ ૨૧

સ્નેહી સ્વભાવેથીજ, સર્વ માતા–
પ્રતિ બતાવે સમભાવ એહ,
છએ મુખોથી સ્તન પીધ જેના
તે કૃત્તિકાઓપર સ્કંદ જેમ ૨૨

તે લોભથી મુક્ત વડે ધનાઢ્ય,
તે વિઘ્ન હર્તા થકી ધર્મચારી
તે શાસકે સૌ જન તાતવાળા
તે શોકહર્તાથકી પુત્રવત ૨૩

૨૨ સ્કંદ=કાર્તિકેય એગને જન્મતાવેત ૭ કૃત્તિકાઓ
ધવ ાવ્યા હતા

સંભાળતાં કાર્ય સમે જનોનાં
રમે વિદેહાધિપપુત્રી સાથે,
એનું ધરીને રૂડું રૂપ આવી
સંભોગભૂખી ન શું લક્ષ્મી સેવે. ૨૪

યથેચ્છ જે ઇન્દ્રિયભોગ માણે
તે ચિત્રવાળાં ભુવને વસંતાં,
ને દંડકારણ્ય પડેલ દુઃખો
સભારતાં તો સુખશાંજ લાગે. ૨૫

વિશેષ સ્નેહથી ભરેલ નેત્રે
સીતાય ફિક્કા શર શા મુખેથી
કહ્યા વિના ગર્ભવતી જણાતી
આનંદ આપે પિયુના દિલે તે ૨૬

શરીર કાંઈ કૃશ, રંગ જુદો
સ્તનોતણાં અગ્રપરે ધરંતી
લજાતી પ્રીતિથી લઇ ઉછંગે
સ્વામી પુછેછે મન કામનાને. ૨૭

નીવારભાગો વગડાઉ જીવો
ખાતા, સખી જ્યાં મુનિકન્યકાઓ,
તે જાહ્નવીતીર તપોવનોને
દર્શે ભર્યાં ચ્હાતી ફરીથી જોવા. ૨૮

૨૬ શર=એક જાતનું ઘાસ.

તે કામનાનું દઇને વચન
દાસોની સાથે રઘુવીર મુખ્ય
સુખી અયોધ્યા પુર પેખવાને
ચડયા નભે જે અડતા મહેલે ૨૯

ભરી બજારો જહીં રાજ માર્ગે,
આવે જતાં વ્હાણુ નદી કિનારે,
લહેરી લોકોથી ભર્યા પુરીના
ઉપાન્તબાગો નિરખી રિઝે છે. ૩૦

ભુજંગ જેવા કર યુક્ત, શ્રેષ્ઠ
વકતા, રિપુ શાસક, શુદ્ધવૃત્ત,
તે ભદ્ર નામે ચર ગુપ્તને ત્યાં
પૂછે સ્વચારિત્રની લોકચર્ચા, ૩૧

પૂછયે ઘણા આગ્રહથી કહે એ
"કાર્યો વખાણે જન આપનાં મેં,
સ્વીકાર દૈત્યેશગૃહે રહેલાં
રાણી તણો જે કિધ તે વિનાજ. ૩૨

પત્નીની નિન્દારૂપી આ મહાન
આઘાત પામી અપકીર્તિ કેરો
સીતાપતિનું દિલ તો ઘવાય
તપી રહ્યું લોહ ન શું હથોડે. ૩૩

થતી સ્વનિન્દા ગણકારૂં ના, કે
નિર્દોષ પત્ની તજું એમ, એમાં
લેવો કયો પક્ષ મુંઝાઇ એની
હિંડોળ શી ચંચલ વૃત્તિ થાતી. ૩૪

ન અન્યથા એ ટળવાની નિન્દા
જાણી, પ્રિયા ત્યાગી ચહેછ ધોવા,
યશસ્વીઓને યશ ઇન્દ્રિયોથી
તો શું, વહાલો વધુ દેહથી એ. ૩૫

સ્વરોષથી હર્ષ રહીત થાતા
બોલાવીને તે અનુજો સહુને,
ઉદાસ થૈ આપનિમિત્તનિન્દા
થતી જણાવે વળી આમ કે' છે. ૩૬

આચારથી શુદ્ધજ સૂર્ય કેરા
રાજર્ષિ વંશે કશું આ જુઓને
મારાથકી આવી ચડયું કલંક
ભીની હવથી જયમ આભલાને. ૩૭

વારિતરંગે જયમ તૈલ બિન્દુ
રહેલ ફેલાઇ જનો વિષે આ
અપૂર્વ આક્ષેપ ન મે ખમાય
ગજેન્દ્રથી બંધનથંભ જેમ. ૩૮

નિવારવા તે હું વિચાર ત્યાગી
પ્રસૂતીનો કાલ સમીપ તેનો
તજીશ સીતા, જયમ તાતવાક્યે
સમુદ્રવીટી તજી ભૂમિ પૂર્વે ૩૯

નિર્દોષ એ જાણુ છતાય માનુ
હુ લોક નિન્દા બલવાન સાચે,
ભૂમિની છાયા ઉજળા શશીમા
કલંક રૂપેજ જનો ગણે છે ૪૦

મે રાક્ષસોના વધનો પ્રયાસ
ન વ્યર્થ કીધો, પણ વૈર લેવા,
ક્રોધે ભર્યો સર્પ પદે અડતા
ડંખેછ શુ રક્ત તણી તૃષાથી ૪૧

દયાર્દ્ર દીલે થઇ તો તમારે
નિવારવો નિશ્ચય આ ન મારો
નિન્દાતણા શલ્યથી મુક્ત મારા
જો પ્રાણનુ ધારણ ઇચ્છતા હો ૪૨

આ જાનકીની પ્રતિ ક્રૂર છેક
દર્શાવતા નિશ્ચય ભૂપતિને
ભાઇમહીથી નવ કોઇ રોકી
શકે નવા સમ્મતિ દૈ શકે છે ૪૩

૪૦ ચન્દ્રની ઉપર પૃથ્વીની છાયા પડવાથી ગ્રહણ થવાની માન્યતા કાલિદાસના સમયમા પ્રચલિત હોવી જોઇએ

પછી વડા બાંધવ, સત્યવાદી,
ત્રિલોક જેનો જય ગાય, આજ્ઞા-
મા વર્તતા લક્ષ્મણ સામુ જોઈ
"હે સૌમ્ય" કહે શાસન દેઈ જુદુ ૪૪

જણાવતા ભાવ તમારી ભાભી,
જવા તપોવન સ્પૃહા ધરાવે
તમે રથે એ મિષ લૈ જઈને
વાલ્મિકિના આશ્રમ પાસ ત્યાગો ૪૫

"પિતાની આજ્ઞા થકી માતને ઘા
કીધો રિપુ જેમજ પર્શુરામે'
જાણી, પ્રહે જ્યેષ્ઠનુ વાક્ય તેહ,
વિકલ્પ નહોયે વડિલો કહે ત્યા. ૪૬

જોડેલ અશ્વો ભડકે ન એવા
અને સુમન્ત્રે ગ્રહી રાશ તેવા
રથે, સુણીને શુભ હર્ષતા તે
સીતા લઇ લક્ષ્મણ નીકળે છે ૪૭

રથે જતી સ્થાન રૂડે રિઝે છે
પિયુ કરે છે પ્રિય માઉ માની
જાણે ન કલ્પદ્રુમભાવ ત્યાગી,
સ્વામી બન્યા છે અસિપત્ર વૃક્ષ ૪૮

૪૮ અસિપત્ર વૃક્ષ=એક ઝાડ જેના પાન તરવાર જેવા થાય છે

છૂપાવતા લક્ષ્મણ માર્ગમાં તે
તેની સ્ફુરંતી જમણીજ આંખ
જણાવતી દુઃખ થવાનું, છેક
પિયુતણું દર્શન લુપ્ત ધાતાં. ૪૯

ઉદ્વેગ થાતા અપશુકન જોઇ
વિલાઇ જાતું સુખપદ્મ જેનું
તે જાનકી ચિત્તથી યાચતી કે,
"ભ્રાતોની સાથે ભલું ભૂપનું હો !" ૫૦

આજ્ઞા થકી જયેષ્ઠ તણી મતીને
જે ઇચ્છતા ત્યાગી જવા વને તે
સૌમિત્રિને આગળ આવી વારે
મોજાં રૂપી હાથ ઉછાળી ગંગા ૫૧

રોકયા છ સૂતે હય, તે રથેથી
તટે ઉતારી નિજ ભ્રાતપત્ની
નિષાદની હોડીથી ઉતરે છે
ગંગા, પ્રતિજ્ઞા જ્યમ, સત્યવાદી. ૫૨

પછી કરીને સ્થિર વાણી માંડ
સૌમિત્રિ આંસુથી ગળું રૂંધાતા,

૪૯ લુપ્ત=અદશ્ય અશક્ય ૫૧ સૌમિત્રિ=લક્ષ્મણ. ૫૨ જેમ સત્યવાદી પ્રતિજ્ઞાને પાર ઉતરે છે તેમ અહી સામાન્ય સત્યવાદી તેમજ પ્રસ્તુત લક્ષ્મણ જે પોતે સત્યવાદી છે તે બન્ને વિવક્ષિત છે.

ભૂપાલના શાસનને પ્રકારે
ઉત્પાતિશુ મેઘ શિલાની વૃષ્ટિ ૫૩

આઘાત રૂપી અનિલે વિંઝાઇ
શ્રૃંગાર રૂપી કળીઓ ખરતી
સીતા લતા જેમ પડે તુરત
સ્વદેહ હેતુ પ્રથિવી પરે ત્યાં ૫૪

ઇક્ષ્વાકુના વંશજ સાધુ વૃત્તિ-
વાળા પિયુ હેતુ વિના તજે કાં,
એ સંશયે માર્ગ ન માત તેની
પૃથ્વી હિયે તે સમયે સતીને ૫૫

બેશુદ્ધ થૈ દુખ ન જાણતી તે
દહે ઉરે થાય સચેત પાછી,
સૌમિત્રિના યત્નથી આવી સંજ્ઞા
મૂર્છાથી પીડા કર થૈ વધારે ૫૬

વિનાપરાધે ત્યજતા પિયુનું
વાંકું ન શબ્દે પણ બોલી સાધ્વી,
પાપી અને દુખની પાત્ર નિત્યે
ફરી ફરીને નિજ જાત નિન્દે ૫૭

દે લક્ષ્મણે ધીરજ જાનકીને
બતાવિયો વાલ્મિકિવાસ માર્ગ

૫૩ ઉત્પાતનો મેઘ જેમ પત્થર વરસાવે તેમ.

"દેજો ક્ષમા, દાસ બનું નઠોર
સ્વામીની આજ્ઞાથી" કહી નમે છે ૫૮

સીતા ઉઠાડી વદી આમ એને
"પ્રસન્ન હું ભાઇ ઘણુંજ જીવો
છે ઇન્દ્રને જેમ અધીન વિષ્ણુ
તેવા તમે ભ્રાત વડીલ કેરા. ૫૯

અનુક્રમે સાસુજનો સહુને
પ્હોંચાડતાં વંદન મારૂં કે'જો
કે પુત્રનો છે મુજ માંહી ગર્ભ
એનું સદાએ શુભ ચિન્તવે મા. ૬૦

મારા કહ્યાથી નૃપને કહેજો
કે અગ્નિમાં શુદ્ધ થયેલી આગે
મને તજી સાંભળી લોકનિન્દા
છે યોગ્ય વિખ્યાત કુલે શું એહ? ૬૧

સુબુદ્ધિવાળા નહિ વા મનાય
સ્વચ્છંદ મારીપર આપનો આ
કે જન્મનાં પાતક માહરાનું
અસહ્ય આ છે ફલ વજ્ર ઘાશું. ૬૨

૫૯ વિષ્ણુ=ઉપેન્દ્ર=વામન ઇન્દ્ર નાના ભાઇ હોવાથી ઇન્દ્રને અધીન છે ૬૨ તમે મારા તરફ સ્વચ્છંદથી વર્ત્યા છો એવી શંકા હું નથી કરી શકતી, ઘા=પ્રહાર=ફટકો.

તમે વરસ્યા'તા વન મારી સાથે
પૂર્વે તજી આવી મળેલ લક્ષ્મી
તે રોષ, પામી સ્થલ આપ ઘેર
મને વસન્તી ન સહી શકી તે. ૬૩

પીડયાછ દૈત્યે પતિ જેમના તે
તપસ્વીપત્નીની તમો કૃપાથી
થૈ આશરો, હું કયમ અન્ય શર્ણે
જાઉં તમો જ્યાં સુધી રાજમાન? ૬૪

વિયોગથી આપ તણા નકામા,
અભાગિ આ જીવિતની અપેક્ષા
કરું હું જો હોય ન અંતરાય
સંરક્ષવાનો તમ બીજ દેહે, ૬૫

તો હું પ્રસૂતિ પછી દૃષ્ટિ ધારી-
ને સૂર્ય સામે તપ આચરીશ
બીજેય જન્મે ફરી જેથી સ્વામી
પામું તમોને ન રહુ વિયોગ. ૬૬

છે ધર્મવર્ણાશ્રમ પાળવાનો
રાજાતણો શ્રી મનુએ લખેલો
ત્યાગી છતાંએ કરવી ઘટે છે
તપસ્વી સામાન્ય શું મારી રક્ષા. ૬૭

૬૩ લક્ષ્મી મને આપને ઘરે રહેલી દેખી શકી નહિ (ઈર્ષ્યાથી) રાજમાન=વિરાજમાન=શોભતા.

સીતાનું સાન્ત્વન પૃષ્ઠ ૨૨૫ સર્ગ ૧૪ મો



શ્લોક ૭૦

સ્વીકારી એ વાત 'ભલે' કહીને
સૌમિત્રિનો દૃષ્ટિ બહાર જાતાં
તે મુક્તકંઠે અતિ દુઃખભારે
ફરી રડે બ્હીતી ટિટોડી જેમ ૬૮

ફૂલો તરૂ, નર્તનને મયૂરો
લીધેલ દર્ભો હરણીય મૂકે
સતીની સાથે સમદુ:ખી થાતાં
વનેય આક્રંદ મહાન ઊઠે ૬૯

આક્રંદના શબ્દતણાજ માર્ગે
સમિત્ કુશો માટ ગયેલ આવ્યા
કવિ, નિષાદે વિંધ્યુ પક્ષી ભાળી,
જેનો બન્યો શ્લોકરૂપીજ શોક ૭૦

છાઇ રહ્યા લોચન આંસુ લૂછી
એને સતી ત્યાગી વિલાપ વંદે
જોઇ મુનિ દોહદ ચિન્હ દેતા
સુપૂતની આશિષ આમ કે' છે ૭૧

સમાધિથી જાણું તને તજી છે,
નાથે ડરી વ્યર્થ જનાપવાદે
ન શોક વૈદેહિ કરે, તું બીજે
દેશે રહ્યા તાત ઘરેજ આવી ૭૨

૭૦ કવિ=વાલ્મિકિ

ત્રિલોકના કંટક છેદનારા
ન આત્મશ્લાઘી, વ્રતવાદી, તોયે
તને વિના કારણ દૂભનારા
રામ પ્રતિ ક્રોધ મને ચડે છે. ૭૩

યશસ્વી તારા સસરા અમારા
સખા, પિતા સજ્જનમુક્તિહેતુ,
પતિવ્રતાઓ મહીં અગ્રણી તું
તો દુઃખ તારે દિલ કાં ન દાઝે? ૭૪

તપોવને આ પશુ જ્યાંહી સોજાં,
શે' ભીતિ ત્યાગી મુનિલોક સંગે
તને પ્રસૂતિ સુખથી થતાં ક્યાં
સૌ જાતકર્માદિ વિધિય થાશે ૭૫

નાહી તપસ્વીજનવાસવાળી
તમો હરતી તમસા તટે તું,
રેતાળ તીરે પછી એહ કેરે
બલિ દઈ થૈશ અતિ પ્રસન્ન ૭૬

ઋતુતણાં પુષ્પ ફલો ચુંટતી,
ખેડયા વિનાનાં બલિ બીજ લાવે,
ઉદાર વાક્યે મુનિ કન્યકા તે
વિનોદશે નૂતન શોક તારો ૭૭

૭૪ સજ્જનમુક્તિહેતુ=જે સજ્જનોને મોક્ષનો માર્ગ બનાવનાર છે ૭૫ સંગે=સંસર્ગથી ૭૭ ખેડયા વિનાનાં=સામો વગેરે વનધાન્ય. બલિબીજ=જેના કણ બલિદાન માટે ઉપયોગી છે

શક્તિ પ્રમાણે જલના ઘડાથી
ઉછેરતાં આશ્રમ છોડવાને
તું ધાવણાં બાલનું વ્હાલ જાતે
શકીશ જાણી સુતજન્મ પ્હેલાં. ૭૮

કૃપાથી આ રાજી થતી મતીને
દિલે દયાળુ ઋષિ તેડી જાતા
સાંજે મૃગો વેદી સમીપ બેઠા,
ને શાંત જીવો, જહીં આશ્રમે તે. ૭૯

તે આવતાં હર્ષિત તાપસીને
ભળાવતા શોકથી દીન તેને
ખાલી કરી સત્ત્વથી પિતૃઓએ
શશીકલા ઓષધિને શું પર્વ. ૮૦

પૂજા કર્યા કેડ, નિવાસ માટે
સાંજે દિયે એક કુટીર તેને
જ્યાં ઇંગુદિતેલથી દીપ કીધો
ને પાથરી'તી મૃગચર્મ શય્યા ૮૧

રહેછ ત્યા તે નિયમે નહાતી,
અતિથિ પૂજા વિધિથી કરે છે
પહેરતી વલ્કલ દેહ ધારે
પતિ પ્રજાર્થે વનના ફલોથી ૮૨

૮૦ જાણે પર્વ (અમાસનો દિવસ) કલારહિત ચંદ્રને ઓષધિને સોંપનો હોય તેમ વાલ્મિકિએ સીતાને તાપસીને સોંપી

"થતો હશે ખેદ પ્રભુ દિલે કે
હવે' વિચારી ઘનનાદશત્રુ
અધીર થૈ કે' વચનો સતીના
વિલાપ પર્યંત વડીલ પાસે ૮૩

તુરત થાતા રઘુવીર સાશ્રુ,
વર્ષે છ જાણે હિમ પોષચંદ્ર,
નિન્દાથી બ્હીને ઘરથી સતીને
એણે કરી દૂર ન દીલમાંથી ૮૪

જાતે શમાવી દઇ શોક સુજ્ઞ,
અનિદ્ર વર્ણાશ્રમ રક્ષણાર્થે
ભ્રાતોની સાથે મન મુક્ત રાખી
રજોગુણોથી રૂડું રાજ્ય કર્તા ૮૫

નિન્દાની ભીતિથકી એક પત્ની
સાધ્વી છતાં એ ત્યજતાં, નૃપાળ-
ઉરે અવિચ્છિન્ન સુખે વસી તો
શ્રી શોભતી શોક્ય વિનાની જાણે ૮૬

સીતા ત્યાગી દશમુખરિપુ ના વર્યા કોઇ બીજી
રાખી તેની પ્રતિકૃતિ કને કીધી યજ્ઞક્રિયાને
સ્વામી કેરૂ શ્રવણ પડતાં આ સતીને ચરિત્ર
રહે તે રોકયું નવ જતું, કયમે દુઃખ સ્વયાગ કેરૂ ૮૭

૮૩ ઘનનાદ શત્રુ=લક્ષ્મણ ૮૪ સાશ્રુ=આંસુવાળા ૮૫ અનિદ્ર
-જાગ્રત ૮૭ પ્રતિકૃતિ–મૂર્તિ

# સર્ગ પંદરમો

## શ્રી રામનું સ્વર્ગે જવું.

સીતાને ત્યાગતા કાંચ્ચી ? રત્નાકરની ધારતી,
ભોગવે પૃથિવીપાલ પૃથિવીનેજ કેવલ. ૧

યજ્ઞધ્વંસ કર્યે દૈત્ય લવણે, યમુના તટે
વસતા મુનિઓ એહ શરણ્ય શરણે જતા ૨

વિશ્વાસે રામને, તેજે તેને ના તેમણે હણ્યો,
રક્ષક ન્હોય તો શાપાસ્ત્રવાળા તપ વેડફે ૩

દીધું વચન કાકુત્સ્થે તેમને વિઘ્ન ટાળવા,
ધર્મરક્ષણને માટે પ્રવૃત્તિ વિષ્ણુની જગે ૪

ઉપાય દૈત્ય માર્યાનો તેઓ કે શૂલ ધારી તે
અજેય, લડવું એની પાસે જ્યારે ત્રિશૂલના ૫

૩ શાપાસ્ત્રવાળા=બ્રાહ્મણો જેમની પાસે માત્ર શાપરૂપીજ અસ્ત્ર છે

રામ શત્રુઘ્નને આજ્ઞા એમના ક્ષેમમાટ દે,
ન શુ શત્રુવધે એનુ નામ સત્ય કરાવવા ૬

કોઇપણ ગુણોમા અરિશાસક એકલો,
શત્રુ રોકી શકે, અપવાદ ઉત્સર્ગને જ્યમ ૭

જ્યેષ્ઠની આશિષો લેને દક્ષ શત્રુઘ્ન નિર્ભય
જતા, ફૂલે ભર્યાં જોતા સુગધી વન માર્ગના ૮

ગમાજ્ઞાથી જતી કેડે સેના કામની એમને
એવીજ છે અધિ જેવો અધ્યયનાર્થે ધાતુને ૯

બતાવે મુનિઓ માર્ગ જેને તેજસ્વીશ્રેષ્ઠ તે
રથ આગે જતા વાલખિલ્યોથી રવિશા દિપે ૧૦

જતા તે ઉતર્યા માર્ગે એક રાત તપોવને
વાલ્મિકિના મૃગો રથનાદે ઊંચકર્ણ થાય જ્યા ૧૧

થા યા વાહન જેના તે વીરને પૂજતા ઋષિ
તપોબળથકી સજ્જ કીધેલા ખાસ સાધને ૧૨

સગર્ભા એમની ભાભી ગતે બે પ્રસવે સુતો
તેજસ્વી, પૃથિવી જેમ કોશ, સૈન્ય નમૂકને ૧૩

૬ ક્ષેમ=યાગક્ષેમ=કુશળતા=નિર્વિઘ્ન ક્રિયા વગેરે ૭ જેમ ઉત્સર્ગ એટલે મુખ્ય નિયમને અપવાદ રોકી શકે છે તેમજ રઘુવશીઓમાથી કોઇપણ એકલો વીર શત્રુને રોકી શકે તેવો હતો. ૯ ઇ ધાતુ એકલો પણ અધ્યયનનો અર્થ બતાવે છે, ઉપસર્ગ અધિ વિના પણ, તેમજ એકલા શત્રુઘ્ન પણ શત્રુને મારવા માટે બસ હતા.

ભ્રાતાને પુત્રનો લાભ સુણી સૌમિત્રિ હર્ષતા
કરો જોડી મુનિની લૈ રજા પ્રાતે ભજે રથ. ૧૪

મધુના આશ્રમે પ્હોંચ્યા ત્યાં તે કુંભનસીસુત,
આવ્યો લૈ પ્રાણી શબનો ઢંગ, વનેથી શું કર. ૧૫

ભૂરો, ધૂમ શું, ચર્બીથી ગંધાતો, વાળ ઝાળશા
ભૂરા, ગીધે વીંટ્યો, જાણે ચિતાનો અગ્નિ ચાલતો. ૧૬

એને શૂલ વિના દેખી ઘેરીયો લક્ષ્મણાનુજે
મારે જે છિદ્ર જોઇને સંમુખ જય તેહને. ૧૭

"મળ્યું ના મુજને આજે પુરૂં ભોજન જાણીને
ભય પામી શું વિધિએ ભલેને મોકલ્યો તને" ૧૮

ડરાવી એમ, શત્રુઘ્નવધ ઇચ્છાથી દૈત્ય તો
ઊંચું વૃક્ષ ઉખેડે છે ભોથું મોથતણું જયમ. ૧૯

દૈત્યે ફેંક્યુ, કર્યું વચ્ચે કટકા તીક્ષ્ણ બાણથી
વૃક્ષ શત્રુઘ્ન અંગે ના પ્હોચે, પુષ્પરજોજતે. ૨૦

વૃક્ષ નષ્ટ કર્યે, દૈત્યે શિલા જબરી તે પરે
ફેંકી છે, કાળની જાણે મૂઠી હોય જુદી પડી ૨૧

ઇન્દ્રનું અસ્ત્ર લૈ એને શત્રુઘ્ને આટિયું તવ
રેતીની રજથી ઝીણા અણુઓ થાય એહના. ૨૨

૧૫ મધુ=લવણાસુરનો પિતા વનેથી શું કર=જાણે વનમાથી કર લઇને આવતો હોય ૨૨ એને=એ શિલાને.

દૈત્ય એની ભણી દોડયો ઉગામી જમણો કર
એકલ તાડવાળો શુ ગિરિ વટોળિએ ઉડયો ૨૩

કૃષ્ણલોહશરે શત્રુ ઉરે વીંધાઇને પડયો
હે ભુજાએ ધરાને ને આશ્રમવાસીનો હરે ૨૪

પડે પક્ષીતણી હારો હણાયા દૈત્ય ઉપર
તેના વિપક્ષને માથે દેવોની પુષ્પવૃષ્ટિઓ ૨૫

હણી લવણને વાર પોતાને સત્ય માનતા
ઇન્દ્રજીત વધે દીપ્યા ભ્રાતકેગ મહોદર ૨૬

કૃતાર્થ મુનિઓ જેની કરતા સ્તુતિ તેમનુ
શોભે પરાક્રમે ઊંચુ, વિનયે નમતુ શિર ૨૭

શોભતા વિક્રમે, રૂપે રૂડા, મમત્વ મુકત તે
બંધાવે યમુના કાંઠે મથુરા નામની પુરી ૨૮

ન્યારા રાજ્યથી શોભીતી જે દીપે લોક સંપદે
વધી સ્વર્ગની વસ્તીને ઉપાડી શુ બનાવી છે ૨૯

ત્યાં મહેલે ચડી જોઇને યમુના ન્યારને ભરી,
સોને રચની પૃથ્વીની વેણી શી, ખુશી થાય છે ૩૦

મન્ત્રદ્રષ્ટા વિદેહી ને દશરથતણા સખા
પ્રેમે સત્કાર સીતાના પુત્રોને વિધિથી કરે ૩૧

૨૪ કૃષ્ણલોહશરે (૧) કાળા લોઢાના બાણથી (૨) કૃષ્ણ વિષ્ણુ ભગવાનના લોઢાના બાણથી ૨૫ વિપક્ષ=દુશ્મન ૨૮ વિક્રમ=પરાક્રમ ૩૧ વિદેહી=જનક મન્ત્રદ્રષ્ટા=વાલ્મીકિ

કુશ ને લવથી ધોઇ ગર્ભભીનાશ એમની
તેથી પાડે કવિ એના નામો કુશ અને લવ. ૩૨

શૈશવ કૈં જતાં તેને સાંગ વેદ ભણાવીને
કવિતાપદ્ધતિ પ્હેલી સ્વ કૃતિ ગવડાવતા ૩૩

મધુરૂં રામ વૃત્તાન્ત ગાઇ માતાતણી કને
તેના વિરહની પીડા પુત્રો ઓછી કંઇ કરે. ૩૪

તેજસ્વી ત્રણ અગ્નિશા ત્રણે રાઘવ અન્યને
નિજયોગે પતિવાળી પત્નીથી સુત બે થતા ૩૫

ભ્રાત પાસે જવા, સોંપે શત્રુઘ્ન નિજ પુત્ર બે
શત્રુઘાતી સુબાહુને મથુરા વિદિશા કરે ૩૬

ઋષિના તપની હાની ન ઇચ્છતા ફરી તજે
આશ્રમ મૃગ થંભી રે' જ્યાં સીતાપુત્ર ગાનથી ૩૭

સંયમી, સજી શેરીથી શોભીતી અવધે જતા
લવણવધથી લોકો નિહાળે બહુ માનથી ૩૮

સર્વ સભ્યોવિષે બેઠા સભામાં એ નિહાળતા
સીતાત્યાગથી પૃથ્વીના અનન્ય પતિ રામને ૩૯

કુશ=દર્ભ લવ=ગાયનું પુચ્છ ગર્ભભીનાશ=બાળક અવતર્યા પછી એના અંગ ઉપર જણાતો ભીનો ચીકણો પદાર્થ ૩૩ સાંગ=અંગો સહિત સ્વકૃતિ=રામાયણ પદ્ધતિ=શૈલી ૩૬ મથુરા અને વિદિશા=બે શહેરો ૩૭ તજે=ઉતર્યા નહિ રી।। પુત્ર ગાનથી=લવ અને કુશના સંગીનથી

નમતા લવણારિને જયેષ્ટ દે અભિનંદન
કાલનેમિ વધે રીઝયા વિષ્ણુને જેમ વાસવ ૪૦
પૂછતા ક્ષેમ સૌ કે તા નૃપને, પુત્ર જન્મ ના
સમયે સોપવા ઇચ્છે તે મુનિની મના થકી ૪૧
વિપ્ર કો ગામડા કેરો ન જુવાન થયા શિશુ-
નુ શબ લઈ ખોળામા રાજદ્વારે રડે જઈ ૪૨
"તુ શોકપાત્ર થૈ ભૂમિ તજી દશરથે પછી
રામ પાને પડી નિત્યે અદકા દુ:ખ પામતી" ૪૩
શોકહેતુ સુણી એનો પાલક રામ લાજતા,
અકાલ મૃત્યુ ના સ્પર્શે દેશ ઇક્ષ્વાકુઓ તણે ૪૪
'રાખો ધૈર્ય ઘડી' દેતા દિલાસો દુઃખી વિપ્રને
યમને જીતવા માટે સ્મરે કુબેરવાહન, ૪૫
શસ્ત્રો ચઢી ચડી એમા નીકળે રઘુનાથ ત્યા
ઉચ્ચારે એમની આગે ગુપ્ત રૂપે સરસ્વતી ૪૬
રાજા તમ પ્રજામાહી કૈ અધર્મ પ્રવર્તતો
શમાવો તેહને શોધી, કૃતાર્થ તે થકી થશો ૪૭
એ માન્ય વચને રામ વર્ણનો દોષ ટાળવા
વેગે સ્થિર ધજાવાળા રથે બહુ વને જતા ૪૮

૪૧ મુનિ વાલ્મિકિ સમય આવે સીતાને પાછી સોપવા માગતા હતા ૪૪ કુબેરવાહન=પુષ્પક વિમાન ૪૮ વર્ણનો દોષ =એક વર્ણ બીજી વર્ણને ઉચિત ક્રિયા કરે તેનો દોષ

ધુમથી લાલ નેત્રાળો, ટીંગાતો તરૂ ડાળથી
તપ કોઇ ઉંધે માથે કરતો રામ દેખતા. ૪૯

કુળ નામ પુછે રાજા, તે ધુણી તાપતો કહે,
"શબુક નામનો શુદ્ર હું માગુ પદ દેવનું" ૫૦

તપનો અધિકારી ના, લોકે આપત્તિકારણ,
યોગ્ય જાણી શિરચ્છેદ એનો, રક્ષક શસ્ત્ર લે ૫૧

પદ્મ હિમે હણ્યા તન્તુવાળું શું નાળથી, હરે
તણખે દાઢી દાઝેલું શિર એહનું કંઠથી. ૫૨

નૃપે પોતે દીધે દંડ શુદ્ર સદ્‌ગતિ પામિયો
જે સ્વધર્મથી વિરૂદ્ધ દુશ્ચર તપથીય ના ૫૩

રામ મહાન તેજસ્વી માર્ગે દર્શન આપતા
ચંદ્રને શું શરત્કાલ અગસ્ત્ય ઋષિને મળ્યા ૫૪

દે અગસ્ત્ય અલંકાર દેવને યોગ્ય એમને
પીધેલા નિધિએ દીધું, નિજ મુક્તિનું મુલ્ય શું ૫૫

પ્હેરી તે જાનકી કંઠ સ્પર્શહીન કરે. પછી,
રામ આવ્યા, પહેલા તે મૃતબાલ ઉભો થતો ૫૬

પુત્રને મેળવી વિપ્ર, નિન્દા પૂર્વે કરેલી તે
યમથી રક્ષનારાની સ્તુતિ કરી નિવારતો ૫૭

૫૪ "મહાન તેજસ્વી" અને 'માર્ગે દર્શન આપતા" વિશેષણો અગસ્ત્ય અને ચંદ્ર બેઉને લગી શકે ૫૬ જાનકી કંઠસ્પર્શહીન= સીતાના કંઠનો સ્પર્શ ન પામતા

યજ્ઞાર્થ અશ્વ તે છોડે, દૈત્યોને, કપિઓ, નૃપો
ભેટો એ માટ વર્ષાવે મેઘો શું પાકને જલ ૫૮

આવ્યા આમંત્રણે એને સૌ દિશાથી મહર્ષિઓ,
ના માત્ર ભૂમિના ત્યાગી સ્વર્ગના સદનોયને ૫૯

ઉતર્યા તે પુરી બ્હાર, ચાર દ્વાર મુખે દિપે
અયોધ્યા શું નવા સર્જ્યા લોકો આથે વિધિતનૂ ૬૯

પૂર્વ સ્તભે વસતાનો સીતાત્યાગ વખાણના
જતો, તે એકપત્નીની પત્ની ને હેમની બની ૬૧

વિધિથી વધુ સામગ્રીવાળો તે યજ્ઞ ચાલતા,
ક્રિયામા વિઘ્ન થાનારા રાક્ષસો રક્ષકો બને ૬૨

પ્રચેતા પુત્રની પ્હેલી વિદ્યા રામકથા બધે
કુશ ને લવ સીતાના પુત્રો ગાતા શુરૂ કર્યે ૬૩

રામ ચરિત્ર વાલ્મિકિ રચ્યુ કિન્નરકંઠ તે
બે, તો કેમ શકે ના તે હરી શ્રોતાતણા મનો? ૬૪

તજ્જ્ઞે કહેન તેઓના મધુરા રૂપ ગીતને
રામ અનુજની સાથે જુઆ, સૂણે કુતૂહલે ૬૫

તે ગીત સુણી એકાગ્ર સભા સાશ્રુ થતી દિસે
વા વિના વનભૂમિ શુ ઝરતી હિમના કણો ૬૬

૫૮ પાક=ઉગતા ધ ય ૬૦ વિધિ તનુ=બ્રહ્માનુ શરીર ૬૧ યજમાને પૂર્વ દિશાના સ્તભ પાસે રહેવુ પડે ૬ ૬૩ પ્રચેતા પુત્ર =વાલ્મિકિ

વચને વેષ સીવાય રામની સાથ એમનુ
સામ્ય લોકો નિહાળી રે મટકુ એ ન મારતા ૬૭

તે એના કૌશલે લોકો વિસ્મે ના તેટલા થતા
જેટલા નૃપના પ્રીતિદાને નિસ્પૃહ ભાવથી ૬૮

"શીખવ્યુ તમને કોણે ગાન ? કયા કવિની આ
કૃતિ" જાતે નૃપે પૃછ્યુ રે નામ વાલ્મિકિનુ તે ૬૯

અનુજ સાથ શ્રીરામ આવેતમ ...ને જતા
નિજ દેહ વિના સર્વે રાજ્ય એને નિવેદતા ૭૦

રામને કહી સીતાના સુતો આ, તમ પુત્ર બે
ફરી સ્વીકર સીતાનો દયાળુ કવિ યાચતા ૭૧

"આ આપની વધુ તાત અમ સમક્ષ અગ્નિમા
શુદ્ધ થૈ, લોક ના માને દૈત્યોની દુષ્ટતાથી તે ૭૨

પ્રતીતિનિજ ચારિત્રની સીતા એમનેજ દે
સ્વીકારૂ તમ આજ્ઞાથી તો પુનવતી એહને" ૭૩

ભૂપે વચન આ કે તા બોલાવે કુટિથી મુનિ,
સીતાને શિષ્ય દ્વારાએ, નિયમે નિજ સિદ્ધિ શુ ૭૪

બીજેજ દિવસે રામે બોલાવી પુરલોકને
પ્રસ્તુત કાર્યને માટે તેડાવ્યા મુનિને પછી ૭૫

૭૦ રામ યજ્ઞ દિક્ષાવાળા હોવાથી પોતાના દેહને આપી શકે નહિ
નિવેદતા=અર્પણ કરતા

બે પુત્રો સાથ સીતાને લૈ મુનિ રામને મળ્યા
શુ ઉગ્યા સૂર્યને સ્વરસસ્કારશાળી ઋચા સહ. ૭૬

ભગવા પહેરેલા ને નેત્રો ચરણેજ ઢાળીયા,
શાન્ત અંગેથી તે શુભ મ્હેને જાની શકાય છે. ૭૭

વાળી લે નેત્રને તેની દ્દષ્ટિના માર્ગથી જનો
નીચા મુખે ઉભા દીસે ફળેલી શાળની સમા ૭૮

મુનિ આસન બેઠેલા એને આજ્ઞા કરે "નિજ
ચારિત્રને વિષે બેટા નિશંક લોકને ..". ૭૯

વાલ્મિકિ શિષ્ય આપેલા પવિત્ર જલનું કરી
આચમન પછી સીતા સત્ય વાણી ઉચ્ચારતા ૮૦

"જો વાણી મન કે કાયે ન્હોય મે પતિથી કર્યો
વ્યભિચાર, સમાવી દે દેવી વિશ્વભરા મને" ૮૧

સતીએ એવુ કે તામા તુર્ત ફાટતી ભુમિથી
વીજના ઝબકારા શુ તેજોમંડળ નીકળ્યુ. ૮૨

શેષ ફેણપરે ધાર્યા સિંહાસને બિરાજતા
ત્યા નિધિમેખલાવાળા સાક્ષાત્ દેવી ધરા દિસે ૮૩

દૃષ્ટિ સ્વામી ભણી દેતી સીતાને અંકમા લઇ
મા મા એમ કહે તે ત્યાપેમી પાતાળમા જતા ૮૪

૭૬ ઉગેના સૂર્યની પ્રતિ સ્વર અને સસ્કારવાળી ઋચાને લઇને જતા હોય તેમ, ઉપસ્થાન કરતા હોય તેમ ૭૮ નીચા મુખે=સીતાની ખોટી નિન્દા કર્યાથી શરમાતા હોય તેમ ૮૪ તે=રામ

સીતા પાછી ચહે લેવા તે ધનુર્ધરના ધરા-
પટે રોષ શમાવે છે બ્રહ્મા વર્ણ્યુ વિધિબળ ૮૫
યજ્ઞાન્તે દે રજા પૂજ્યા મિત્રોને ઋષિ સર્વને
રામે સીતાતણો સ્નેહ ધાર્યો તેના સુતોવિષે ૮૬
સુધાછીતે કહેવાથી દે દેશ સિન્ધુ નામનો
પ્રજાને પોષતા રામ ભર્તને દ્રવ્ય ભાગ દે. ૮૭
ભરત જીતી ગન્ધર્વોને રણે, તહીં કેવલ
વીણા કર ધરાવે છે આયુધોને ત્યજાવીને. ૮૮
તક્ષ, પુષ્કલ-પુત્રોનો તે નામે રાજધાનીમા
અભિષેક કરી યોગ્ય પાછા રામ કને જતા ૮૯
લક્ષ્મણ પુત્ર પોતાના અંગદ, ચંદ્રકેતુને
કારાપથ તણા રાજા કરે આજ્ઞાથી રામની ૯૦
પુત્રોને સ્થાપી સૌ એમ નૃપતિઓ પતિતણી
ગતિને પામી માતાઓના શ્રાધ વિધિથી કરે ૯૧
કાલ આવી મુનિ વેષે રામને કહે "ત્યાગજો
તેને જે વાત એકાન્તે આપણી ચાલતી જુએ" ૯૨
સંમતિ દે 'ભલે' કે તા, નૃપને સ્વરૂપે થઇ
વદે બ્રહ્માની આજ્ઞાથી "પધારો સ્વર્ગમા હવે" ૯૩
જાણ્યા છતા, ઉભા દ્વારે લક્ષ્મણે શર્ત તોડી તે
રામના દર્શને આવ્યા દુર્વાસાશાપથી ડરી, ૯૪
જ્ઞાતા યોગતણા તે જૈ સરયૂ તીર, ત્યાગીને
દેહ વડીલ બંધુની પ્રતિજ્ઞાને ખરી કરે ૯૫

૮૯ તક્ષ=તક્ષશિલા, પુષ્કલ=પુષ્કરાવતી એ નામના શહેરોમ

પોતાનો અ રા ચોથો એ રહેવા સ્વર્ગે જતા, રહ્યે
ભૂમિમા નામ ટીલા શ ાનુ પાદથી ધર્મ શુ ૯૬

કુશ અગ્નિત કુશ કુશાવતી વિષે, અને
સુવાક્યે મ તને જ્યુ નાવતો લવ શ્રાવતી, ૯૭

સ્થાપી સ્થિરમતિ જાતા ઉત્તરે અનુજો સહ
અગ્નિ લે, ગૃહ છોડી ના અયોધ્યા પાછળે જતી ૯૮

કદબપ્નીશા મોટા પ્રજાના અશ્રુથી ભિનો
તેનો માર્ગ આડે દર્યો ને કપિ રૂપ જાણુતા ૯૯

વિમાન આવીયુ જેની પાને તે ભક્તવત્સલે,
સેવકો માટ સર્યુ ને નીડી સ્વર્ગતણી કરી ૧૦૦

ઘણી ગાયો તરે તેથી ગીર્દિ ત્યા તરનારની,
નેથી ગોપ્રતર નામે પ્રસિદ્ધ તીર્થ તે થયુ. ૧૦૧

દેવોના અ શ પોતાના સ્વપોને ધારતા પ્રભુ
બીજુ સ્વર્ગ રચે દેવો બનેલા લોક કારણે ૧૦૨

આટોપીને દશમુખશિરચ્છેદનુ કાર્ય એમ
વિષ્વકસેને સ્વવપુ ધર્યુ સૈ લોક આધાર રૂપ ૧૦૩

સ્થાપી લકાપતિ, પવનના પુત્રને, કીર્તિ કેરા,
બે સ્તભો શુ ગિરિવરપરે ઉત્તરે-દક્ષિણેના ૧૦૪

૯૭ કુશાવતી અને શરાવતી (શ્રાવસ્તી) શહેરના નામો છે એક કુશને અને બીજુ લવને આપ્યામા આવ્યુ હતુ ૧૦૩ વિષ્વક્સેન=વિષ્ણુ

## સર્ગ ૧૬ મો.

### કુમુદ્વતીનો વિવાહ.

માતેય બીજા રઘુવીર જન્મે
ગુણેય મોટા કુશને બનાવે
સ્વામી વડાં રત્નતણો, ધરે આ
બધુપ્રતિ પ્રેમ કુલાનુસાર. ૧

પુલો, કૃષી, ધેનુઉછેર હસ્તી-
ગ્રહાદિ કર્મો મફલે પ્રસિદ્ધ
તે એક બીજાતણી દેશ સીમા
ન લોપતા જેમ નિધિ કિનારો ૨

એ વિષ્ણુના અંશથી ઉદ્ભવેલ
જેની ક્રિયા દાનની ચાલુ તેવો

૨ હસ્તીગ્રહાદિ=હાથી પકડના વગેરે. ૩ દાન શબ્દ ઉપર શ્લેષ
છે=(૧) આપવું (૨) મદ ઝરવો

સામોથી જન્મ્યા સુરહસ્તિઓનો
શું, અષ્ટ શાખામહિં વંશ ચાલ્યો. ૩

સૂતા જનો દીપક ઓલવાયા
શય્યાગૃહે ત્યાં મધરાત જાગી
દીઠી કુશે કોઇ અજાણી નારી
પ્રવાસીની સ્ત્રી સમ વેષવાળી ૪

છે જેની લક્ષ્મીમહીં સાધુ ભાગ,
જે ઇન્દ્રશો તેજથી, બંધુવાળો,
એ શત્રુજેતાની સમક્ષ ઉભી,
જોડે કરો બે જય શબ્દ બોલી ૫

જે આભલામાં પ્રતિબિમ્બ જેમ
પેઠી ગૃહે આગળિયો દિધેલે
તેને કહે વિસ્મિત રામપુત્ર
થઇ પધારીથકી અર્ધ બેઠો ૬

દ્વારો દિધેલે ઘર પેઠી તું તો
ન યોગશક્તિ તુજમાં જણાતી
આકાર ધારે દુખિયારીનો તું
મૃણાલિની શું હિમઆપદાને ૭

છો સુંદરી કોણ ? તું કોની પત્ની ?
શુ આવવા કારણ મારી પાસે !

૩ સામોથી જન્મ્યા ઐરાવત વગેરે હસ્તીઓનો જન્મ સામ
ગાન કરવાથી થયો હોવાની માન્યતા છે

કહે સ્મરી સંયમી રાઘવે ના
મને પ્રવૃત્તિ પરનારીમા ના ૮

નિર્દોષ તે બોલી નૃપાળ સ્વર્ગે
જતા પિતાએ જન સાથ લીધા
જેના, પુરી તે હમણા અનાથ
થયેલની છુ અધિદેવતા હુ ૯

સુરાજ્યથી ચાલુજ ઉત્સવોની
સમૃદ્ધિથી મે અલકા લજાવી,
તુ સૂર્યવંશી બહુ શકિતવાળો
છતા દયાપાત્ર દશા છુ પામી ૧૦

તુટયા અટારી ઘર સેંકડો, જ્યા
ખંડેર શેરી વિણભૂપ મારો
નિવાસ, વંટોળ વિખ્યા ઘનો જ્યા
છૂપ્યો રવિ તેવીજ સાંજ જેવો ૧૧

તેજસ્વી ગાજંત નુપૂરવાળી
નિશે ફરતી અભિસારિકા જ્યા
તે રાજમાર્ગે ગ્રહતી મુખાગ્નિ-
થી ખોળતી માસ ફરે શિયાળ્યો ૧૨

હથેળીથી સુંદરીએ થપાટ્યુ
મૃદંગ ગંભીર અવાજ કાઢે

૧૨ મુખાગ્નિ=શિયાળોના મુખમાં લાળ ભર્યાં મ્હોમાં જાણે અગ્નિ હોય તેવો ભાસ થાય છે

વાયોતણું તે વગડાઉ પાટે
અફાળ્યું વાગી રડી ઊઠતું શું. ૧૩

વૃક્ષે રહ્યા વાસની કાઢી ભાંગ્યે,
જતા મૃદંગધ્વનિ નૃત્ય ભૂલ્યા,
દાવાનલેથી બળી અલ્પ પીંછે
મહેલમોરો વગડાઉ થૈ રે'. ૧૪

જે સીડીએ રંગથી યુક્ત ચણીં
પૂર્વે હતી મૂકતી અપ્સરાઓ
ત્યાં કાળિયારો હણી તુર્ત આજે
વાઘો મુકે છે પગ લોહીવાળા. ૧૫

ચિત્રે ગજો પદ્મવને રહેલા,
દે હાથણીઓ બિસખંડ જેને,
નખાંકુશે કુંભ વિદારનારા
પ્રહાર ક્રોધી સિંહના સહે છે ૧૬

જતો રહ્યો રંગ થયેલ ઝાંખી
સ્તંભોની નારીતણી પૂતળીને
નાગે સૂકી કાંચળીનાજ પટ્ટા
ચોંટી સ્તને કાચળી થૈ રહે છે ૧૭

અહીં તહીં ઘાસ ઉગેલ કાળા
ચૂનાળી, કાળે કરી થૈ હવેલી–

૧૬ કુંભ=કુંભ સ્થળ

માં મોતીની માળ સમાન ગોરાં
શશીતણાં કિર્ણું ન વૃદ્ધિ પામે ૧૮

નમાવીને ડાળ દયાથી જેની
ચુંટંતી પુષ્પો પ્રમદા, લતા તે
મારા બગિચાની સહેછ કલેશ
ભિલ્લોથી તેમ/ વન વાનરોથી. ૧૯

ન દાખતા દીપક જ્યોત રાતે
દિનેય કાન્તામુખકાન્તિહીન
ને ધૂમ ફેલાવ રહીત ગોખો
કરોળિયાજાળથકી છવાયા. ૨૦

બલિક્રિયા રેત પરે ન થાતી,
ન સ્નાનના ચૂર્ણથી સંગ પામે
કાંઠે સુતાં નેતરકુંજવાળાં
દેખી જલો સર્યૂતણાં હું દાઝું. ૨૧

આ પૂર ત્યાગી કુલરાજધાની
સ્વીકારવી તો મુજને ઘટે છે,
કાર્યે ધર્યો માનવ દેહ ત્યાગી
સ્વીકાર્યું વિષ્ણુરૂપ જેમ તાતે. ૧૨

રઘુતણો મુખ્ય ભલે કહીને
સ્વીકારતો તેહ વિનંતિ તેની,
પ્રસન્નતા દાખી મુખે પુરીએ
શરીરથી અંતરધાન થાતી. ૨૩

૨૦ ધૂપ=ધૂપનો ધુમાડો જે માગલિક મનાય છે.

તે રાતની અદ્ભૂત વાત પ્રાતે
ભૂપે સભામાં કહીછે દ્વિજોને
સૌ સૂણી "આપે કુશ રાજધાની
તને વરી સ્વામી" કહી વખાણે   ૨૪

કુશાવતી દૈ દ્વિજ શ્રોત્રિયોને
સારે દિને સાથ લઇ જનાનો,
જતો અયોધ્યા પ્રતિ, પાછળે છે
સેના, શું વાયુ પછી મેઘ વૃન્દ   ૨૫

ધ્વજતણી પંક્તિથી બાગવાળી,
ગજો પુઠે ક્રીડનપર્વતો શા,
જ્યાં છે રથો મ્હેલ વડા પ્રયાણે
સેના દિસે ચાલતી રાજધાની   ૨૬

પૂર્વ સ્થળે સૈન્ય પ્રવાહ લાવ્યો
તે, ધારતો મંડળ ગોરૂં છત્ર
ઉગત ઇન્દુ તટ લાવી મૂકે
મહોદધિ, તેની સમાન ભાસે.   ૨૭

પ્રયાણ કર્તા નૃપ સૈન્ય કેરી
પીડા સહી ના શકતી ધરા તો
ચડે રજોના મિષથી અકાશે
ગણાય બીજું પદ વિષ્ણુનું જે   ૨૮

૨૭ નિધિ=સમુદ્ર મંડળ ગોરૂં છત્ર રાજા અને ચંદ્ર પરત્વે બે અર્થ ધરાવે છે (૧) મંડળ જેના ગોરા છત્રવાળો (૨) ગોરા મંડળરૂપી છત્રવાળો

પ્રયાણુ તૈયારી કરંતી પૂઠે
કે ઉતરી આગળ, માર્ગ જતી,
દેખાય જ્યાં જ્યાં નૃપ કેરી સેના
આખી હશે એમજ ખ્યાલ આપે. ૨૯

એના ગજોના મદના જલેથી,
આઘાતથી અશ્વતણી ખરીના,
રેણુ થતી કાદવ જેવી તેમ
થઇ જતો કાદવ રેણુરૂપ. ૩૦

વ્હેંચાતી સેના બહુ ભાગમાંહીં,
જે ખોળતી મારગ વિન્ધ્યખીણે
તે નર્મદા જેમ મહાન શબ્દે
ગુફામુખોને પડઘે ભરી દે. ૩૧

ગેરૂ પિલી રંગિત ચક્રપાટા,
પ્રયાણ શબ્દે ભળી જાય તૂરી
જેને, જતો વિન્ધ્ય વટી, કિરાત
લોકોતણી ભેટ નિહાળી દૃષ્ટે ૩૨

તે વિન્ધ્ય તીર્થે ગજકેરી પાજ
બનાવી ગંગા ઉતરે, બને ત્યાં
નભે ઉડંતા ફફ્ડાવી પાખો
હંસો અનાયાસજ ચામરો શા ૩૩

રોષે કપિલે કિધ ભસ્મશેષ
જેનાં તનૂ પૂર્વજ તેહકેરી
જે સ્વર્ગની પ્રાપ્તીતણું નિમિત્ત,
નાવે થકી હાલતું વારિ વન્દે. ૩૪

તે કૈ દિનોની મજલો પછી છે
આવી પહોંચ્યો કુશ સર્યૂકાંઠે
ને યજ્ઞકર્તા રઘુવંશીઓના
જુએછ વેદીમહીં થંભ સો સો. ૩૫

પુષ્પદ્રુમો કેરી હલાવી શાખા
સર્યૂ તણા શીત તરંગ સ્પર્શી
વાયુ જતો તે પુરબાગમાંથી
તે ભૂપ સ્હામો દલ થાકયું જેનું. ૩૬

શલ્યે હણ્યો તો અરિ, લોકમિત્ર,
બળી, વળી જે ધ્વજ વંશકેરો,
રાજા પતાકાઓ ફરકાવતો તે
સૈન્યો ઉતારે પુરી તેહ પાસે. ૩૭

રાખ્યા નૃપે કારીગરો, થયેલી
સૂની પુરી સાધન સંપદાથી
નવી બનાવે, જ્યમ મેઘ વારિ
વર્ષી ઉન્હાળાથકી સૂકી ભોંને. ૩૮

૩૪ તનૂ=શરીર.

મહામુલા મંદિરવાળી તેહ
પુરીની પૂજા પશુના બલિ દૈ,
રઘુવરે તો અપવાસી વિપ્રો
વાસ્તુવિધિજાણ ક્ને કરાવી ૩૯

કાન્તા ઉરે કાન્ત સમ પ્રવેશે
મહેલ જે આગળ 'રાજ' શબ્દ
યથાક્રમે સેવક લોક સર્વ
ને માન દૈ યોગ્ય મહેલ આપી. ૪૦

ઘોડાર અશ્વો, વિધિ સાથ થ ભે
શાળામહી બાધી ગજો, પુરી તે
ચોટે મુકયે માલ દિપે શુ નારી
આભૂષણો ધારતી સર્વ અંગે ૪૧

પુરાણુ શોભા ફરીથી ધરે તે
રહી પુરીમાં રઘુવંશીઓની,
ન મૈથિલીપુત્ર પરે સ્પૃહાને
કુબેર કે ઇન્દ્ર રદે જવાને ૪૨

આવ્યો ઉન્હાળો મણિ ઓઢણીમા
ગૂથ્યા, લળે છેક કિકારતને જ્યા
હારો, ઉડે શ્વાસથી વસ્ત્ર તેવો
શિખવવા વેષ ન શું પ્રિયાને. ૪૩

અગસ્ત્યથી દર્શિત માર્ગમાથી
સમીપ આવ્યે રવિ, ઓતરાદી
દિશે, શું હર્ષાશ્રુની શીત વૃષ્ટિ
હિમાદ્રિએથી હિમ ધાર છોડી ૪૪

બન્યો દિને ખુબજ તાપવાળો
અને થઇ છે કૃશ છેક રાત્રી,
વિરોધી કૃત્યેથી પટેલ જુદા,
કો દંપતિ ખેદ ભરેલ જાણે ૪૫

શેવાળવાળુ પગથારથી જે
દિને દિને ઊતરતુ ગૃહોની
વાવોનુ ઊંચા જહીં પદ્મ દંડ
નારી નિતંબોની સમાણુ વારી ૪૬

વને ડળી સાજની મલ્લિકાની
વિકાસથી સૌરભ કાઢતી તે
પ્રત્યેકની ઉપર ભૃંગ પાદ
દૈને કરે છે ગણના શું એની ૪૭

તા જા-ભ ર્યા સ્વેદ-નખક્ષતાળા
ગાલે રહે પાખડી ચોટી જેની,
તે કામિનીકર્ણથકી ખસેલ,
શિરીષ પુષ્પે ન પડે તુરત- ૪૮

૪૪ અગસ્ત્યથી દર્શિત=દક્ષિણ

ઠંડા ફુવારા વચમાં રહેલી
ઘોયેલ જે ચદનથી શિલાઓ
મોંઘીપરે કૃત્રિમ વૃષ્ટિવાળા
ગૃહે ધનાઢયો ગરમી નિવારે. ૪૯

છુટા મુકયા સ્નાન કરી સિંચીને
સુગંધ, ગૂથ્યા ફુલ મલ્લિકાને
તે સુંદરીકેશ વિષેજ કામે
વસંત જાતાં ગઇ શકિત ધારી. ૫૦

પરાગ એઠે કંઇ પીળી એવી
અર્જુનની મંજરી લાંબી શોભે
શુ શકરે બાળી શરીરને એ
કદર્પની ચાપની દોરી કાપી ૫૧

સુગંધી આમ્રાકુર મદ્ય જુનો
અને વળી પાટલ કેરૂં પુષ્પ
સાથે રચી ગ્રીષ્મ નિવાગ્તો શુ
કામીજનોને કિધ દોષ પોતે ૫૨

કઠોર તે કાલ વિષે જનોને
બની રહ્યું બેઉ વિશેષ વ્હાલા
પામ્યા ઉદે તાપ હરત સેવ્યે
નૃપાળ તે, તેમજ ચંદ્રદેવ. ૫૩

કલાપવળા તટના મયૂરો
જે મીઠી કેકાથી વધાવી લેતા
તે સુંદરી ગીતની સાથ વારિ-
મૃદંગકેરો ધ્વનિ કર્ણ ર્‌હોચે ૬૪

નાગે નિતંબે પર ચોંટી જાતા,
શશીપ્રભાચ્છાદિત તારલા શી
કાંચીતણું ભૂષણ મૌન ધારે
છે, સૂત્રનો માર્ગ જળે ભરાતા ૬૫

ગર્વે ઉરાડે જલધાર હસ્તે
ને મુખ જેને સખી વારિ છાંટે
સિદ્ધાજ કેશોથકી સુંદરી તે
કુંકુમવર્ણાં જલ બિન્દુ વર્ષે ૬૬

ધોવાઇ જ્યાં પાદડી કેશ છૂટા,
સરી જતાં કુંડળ મોતીઓના,
તે વેષ નારી મુખનો જલે આ
વિહારથી વ્યાકુલ રમ્ય નોંયે ૬૭

વિમાનશા નાવથી ઉતરી તે
હલાવતો હાર રમે વધૂથી
સ્કંધે ઉખેડી નલિની ધરતો
શું વન્ય હસ્તી કરિણીની સાથે ૬૮

સૂત્ર વચ્ચેનો માર્ગ પાણીથી ભરાઇ જવાથી કટી મેખલા અવાજ કરતી હતી ૬૭ પાદડી=ચિત્રામણ ૬૮ નલિની=કમળનો છોડ

તેજસ્વી તે ભૂપતિસંગમે તે
અતિશયે શોભતી સુંદરીઓ,
નેત્ર ગમે મોતિ મૂળે શું વાત
કિર્ણો સ્ફુરંતા નિલમે જડયાંની? ૬૯

રંગ્યા જલે હેમની પીચકારી-
થી પ્રીતિથી સીચતી દીર્ઘનેત્રી,
તે શોભતો તેથી બહુજ દીસે
ગેરૂ ઝરંતો ગિરિરાજ જાણે. ૭૦

અંતઃપુરસ્ત્રીતણી સાથ શ્રેષ્ઠ
નદી વિષે એ વિહરે કરંતો
આકાશ ગંગામહીં અપ્સરાથી
વીંટાયલા ઇન્દ્રતણી શું લીલા. ૭૧

અગસ્ત્ય પાસેથી મળેલું રામે
જે કુશને રાજ્યની સાથ સોંપ્યું
જલે રમંતાં જયદાયી તેનું
અજાણતાં આભ્રણ વારિ ડુબ્યું. ૭૨

યથેચ્છ નાહી પછી નારી સાથે
તણુમહીં ભૂપ જતાંજ વેંત
વસ્ત્રો પહેર્યાં પહેલોજ જોતો,
તે દીવ્ય આભૂષણહીન બાહુ ૭૩

જ્યા મત્ત હંસો ફરતા તરંગે.
ફૂલો લતાના તટ તાણી લાવે
તેમાં ઉનાળે સુખરૂપ સર્યૂ–
જલે સ્રીઓ સાથ વિહાર ઇચ્છે ૫૪

જેને તટે તણુ ગ્ચેલ, કાઢયા
છે મચ્છીમારે મગરો જહીથી
સર્યૂ વિષે શ્રી-મહિમા પ્રમાણે
ન્હાવા જતો વિષ્ણુ સમો પ્રતાપી. ૫૫

ત્યાં ઊતરંતી પગથાર તીરે
અન્યોન્ય સાથે ઘસતી કડાને
નુપૂર નાદો ઝણકાવતી સ્ત્રી-
થી રાજહંસો ડરી દૂર જાતા ૫૬

પરસ્પરે વારિ ઉરાડતી તે
સ્રીઓતણો મજ્જનભાવ જોવા
નાવે ચડયો ચામર નાનુ ધારી
પાસે કિરાતી ઉભીને કહે છે. ૫૭

મારા જનાના તણી સેંકડો સ્ત્રી,
ડાળેછ ધોઇ વપુલેપ જે, તે
થતો બહુરંગી નદી પ્રવાહ,
સંધ્યાપ્રકાશ ન્યમ અભ્રવાગો ૫૮

નાવેથી ઢોળ્યે જલ, ધોઇ નાખ્યું
બધુંય જે અંજન રાણીઓનું
દે લોચનોને મદરાગકાન્તિ
તેનો શું વારિ બદલોજ વાળે ૫૯

મોટા નિતંબે, સ્તનભારથી તે
સ્વદેહને ના ઉંચકી શકે છે,
જેમાં કડા ખુંતી જતા, કરે તે
તરેહ કષ્ટેથી ભરેલી રાગે. ૬૦

જે કુંડળો પુષ્પ શિરીષકેરાં
મહીં પડેલાં રમનારીઓના
જલપ્રવાહે તરતાં ઠગાતા
શેવાળ માટે ધુમનાર મીનો. ૬૧

જલે થપાટે કર તે સ્રિયોની,
મોતીની સ્પર્ધા કરતી જલોની
સ્તનો પરે ઉડતી શેડમા ના
જણાય મોતીની તુટેલી માળા. ૬૨

છે ઘૂમરી પાસજ નીચી નાભી,
વીચિકને ભ્રૂય, ચકોર પાસે
સ્તનો, અહીં સુંદરીરમ્યગાત્રો
તણા જણાતા ઉપમાન પામે ૬૩

૬૩ સ્રીઓનાં સુંદર અંગો જે વસ્તુઓની એમને ઉપ
અપાય છે તેની પાસે આવેલા હતા

જયશ્રીના મોહનમંત્ર શું તે
"ટેલા પિતાએ પહેરેલું, તેથી
તે હાથું ખૂંચે કુશને ન લોભે,
છે ધીરને ભૂષણ પુષ્પ તુલ્ય ૭૪

તે ખોળવાને નગિયા મહાન
સૌ ધીવરોને નૃપ દેઇ આજ્ઞા,
ડોળી નદીને શ્રમ વ્યર્થ થાતા
પ્રસન્ન રાખી મુખને કહે તે ૭૫

પ્રયત્ન કીધા પણ પાણીમાંથી
ન આપતું કંકણ હાથ લાગ્યું
રે'તા ધરામાંહી કુમુદ નામે
નાગે હશે લોભથી નક્કિ લીધું ૭૬

પછી ધનુર્ધારી ચડાવી દોરી
ધનુષ્યને ક્રોધથી લાલ નેત્રે,
તટે જઇ નાગ વિનાશમાટે
ગરૂડનું અસ્ત્ર ગ્રહે બળી તે ૭૭

તે સાધતાંમાજ ધરોશું શોભે
તરંગના હસ્ત ઉછાળી ગર્જે
તોડી તટો ઘોર રવેથી જાણે
ખાડે પડેલો વગડાઉ હસ્તી ૭૮

૭૪ તુલ્ય=સરખા

કન્યા લઇ આગળ નાગરાજા
તુર્ત શું લક્ષ્મી લઇ પારિજાત
જ્યાં ક્ષોભ પામ્યા મગરો બહુ તે
મથેલ અબ્ધિ થકી નીકળે છે. ૭૯

લૈ હસ્તમાં કંકણુ પાછું દેવા,
એ આવિઓ જોઇજ વાળી લીધુ
ભૂપે ગરૂડાસ્ત્ર, નમત સામે
ન સંતકેરો અનિવાર્ય ક્રોધ. ૮૦

માને ઉંચે શીર્ષ નમી કુમુદ
એ, અસ્ત્રવેત્તા અભિષેક શીર્ષે
પામેલ તે પુત્ર જગત્પતિના
ને શત્રુના અંકુશ કુશને કે ! ૮૧

કાર્યે થયા માનવ વિષ્ણુનું છો
તનૂજ રૂપી વપુ આપ માનુ,
તો હું શી રીતે તમ પૂજ્ય કેરી
ઇચ્છા વિષે વિઘ્ન કદાપિ થાઉ ? ૮૨

દડો ઉછાળતી કર પ્રહારે
બાલા અતિ કૌતુક જોઇ, તારા
શું આભથી આ વિજયી ઘરેણું,
પડંતુ, ઉપાડી તમારૂ લાવી. ૮૩

૭૯ પારિજાત=દેવતાઇ વૃક્ષ=જેની સાથે લક્ષ્મી નીકળ્યા હતા.
૮૩ કૌતુક=કૌતુક. વિજયી=વિજય આપનારૂં

દોરી તણા હાથની રેખ ઊંડી
-નુ ધારતા ચિન્હ, અડંત જ હો
ભુમિતણું રક્ષણ આગળાશા
બલિષ્ઠ હસ્તે કરી ચોગ પામો ૮૪

કુમુદ્વતી આ મુજ નાની બ્હેન
નિવારવાને નિજ દોષ માગે,
ચર્ણો તમારા ચિરકાળ સેવી
નકારવી તો ન ઘટેછ એને ૮૫

એવું કહી કુમુદ કંકણ આપતો ને
સબંધી સાથ કુલભૂષણરૂપ કન્યા
આપે વિધિસહ મહીપતિને કહે જે
"સારા સગા મુજ તમે' વળતું વિવેકે ૮૬

ઝાળે ઊંચા અનલની કને ઊનને માગલીદ
ચૂડે વીંટયો નરપતી ગ્રહે જે સમે હસ્ત તેનો
દામ્પત્યાર્થે, સુર તૂરિ બજે, નાદ પોચે દિગંતે ૮૭
ગ ધે મીઠા વળી વરસના પુષ્પને દિવ્ય મેઘો.
આથી નાગ ત્રિભુવનપતિપુત્ર તે ભૂપનો થૈ
સબંધી, તે પણ કુમુદનો—પાંચમા તક્ષકેથી,-
પિતૃઘાતે રિપુ ગરૂડનો બે તજે એક બીજે
લોકે વ્હાલો ભુજગભયથી મુક્ત થૈ ભૂમિ પાળે ૮૮

૮૮ કુમુદ તક્ષકથી પાંચમી પેઢીએ થયો હતો

## સર્ગ સત્તરમો.

### અતિથિનું વર્ણન

અતિથિ પુત્રને પામે કાકુત્સ્થથી કુમુદ્વતી
નિશાના પ્હોર છેલ્લાથી બુદ્ધિ જેમ પ્રસાદને. ૧

પિતાવાળો પિતામાતાના વંશ શ્રેષ્ઠ કાન્તિથી,
ઉજાળે માર્ગ ઉત્તર દક્ષિણ બેઉ શું રવિ ૨

કુલવિદ્યાતણો અર્થ, અર્થના જાણ ઉત્તમ
તાતે એને ગ્રહાવ્યો છે પછી કન્યાતણો કર ૩

કુલીન તે કુલીનેથી, શૂરો તે શૂરથી કુશ
વશીથી વશી પોતાને એક અનેક માનતો ૪

કુલોચિત રીતે ઇન્દ્રને સહાય થવા ગયો,
દુર્જય દૈત્યને મારી હણાયો તેહને કરે ૫

૩ ઉત્તર દક્ષિણ માર્ગ=ઉત્તરાયણ, દક્ષિણાયન ૪ વશી=સંયમી

કુમુદ નાગરાજાની બ્હેન એને કુમુદ્વતી,
કૌમુદી કુમુદાનંદ શશીને શું, અનુસરે. ૬

એક, એ બેઉમાં, બેસે ઇન્દ્રના અર્ધ આસને
બીજી સખી શચીની થૈ લે ભાગ પારિજાતનો. ૭

સંભારી છેલ્લી આજ્ઞાને સ્વામી રણે જતા તણી,
વૃદ્ધ સૌ મંત્રીઓ સ્થાપે રાજ્યે આત્મજ એહનો. ૮

ને તેના અભિષેકાર્થે મંત્રીઓ ઉચ્ચ વેદિનો
શિલ્પી પાસે કરાવે છે મંડપ ચાર થંભનો. ૯

ત્યાં તીર્થ જલથી પૂર્ણ હેમકુંભ ધરી ઉભા
તે સિંહાસન બેઠેલા ભૂપ પાસે પ્રધાન સૌ. ૧૦

મીઠા ગંભીર ઘોષેથી ગાજતાં તૂરિનાં મુખો-
થી જણાય અવિચ્છિન્ન થવાનું શુભ એહનું. ૧૧

ધ્રો, યવાંકુર, અંજીરની છાલ, ટીશીઓથકી
વૃદ્ધ જ્ઞાતિજને કીધી આરતી અહંતો તવ. ૧૨

પુરોહિતાદિ વિપ્રો સૌ વિજયીને જયપ્રદ
અથર્વ મંત્રથી લાગ્યા કરવા અભિષેકને. ૧૩

તેને શિરે પડી મ્હાન પ્રવાહ અભિષેકનો,
દીપે કાન્તિથી શંભુના મસ્તકે જાન્હવી સમો. ૧૪

૬ કુમુદાનંદ=કુમુદોને આનંદ આપનાર.

સમૃદ્ધ, બંદી લોકોએ સ્તવ્યો તે ભાસતો તદા
ચાતકો અભિનન્દેછે જેને તે મેઘની સમો. ૧૫

શુભ મન્ત્રે થતા શુદ્ધ વારિને સ્નાન તેહની
વધતી કાન્તિ વૃષ્ટિથી વીજના વહ્નિની જ્યમ. ૧૬

સ્નાનાન્તે સ્નાતકોને દે તેટલું ધન જેટલે
પૂરતી દક્ષિણાવાળા યજ્ઞો તેઓ કરે પુરા. ૧૭

તેઓ પ્રસન્ન થૈ જે જે દેતા આશિષ એહને
તે એના પુણ્યથી પ્રાપ્ત ફલોથી બહુ ઓછી રે'. ૧૮

દે આજ્ઞા છોડવા કેદી, વધ્યને માફી આપવા,
ધોસરાં છોડવા ધોરીનાં ગાયો નહિ દોહવા. ૧૯

પાંજરાના શુકો તેમ બીજાં ક્રીડાતણાં ખગો,
મુક્ત થૈ તેની આજ્ઞાથી યથેચ્છ ઉડતાં ફરે. ૨૦

મ્હેલના આંગણામાં તે ઓછાડ યુક્ત આસને,
હાથી દાંતતણે બેઠો રાજાનો સ્વાગ ધારવા. ૨૧

ધૂમે સૂકયા જરી વાળવાળા પાસે, કરો જળે
ધોઇ, શૃંગારનારાઓ તે તે સાજ લઇ જતા. ૨૨

માળા ગૂંથી મહીં, મોતી સેરે બાંધેલી કલ્ગીને
પ્રભામંડળ શોભીતા માણેકે શણગારતા. ૨૩

૧૭ સ્નાતકો=પવિત્ર બ્રાહ્મણ ગૃહસ્થો. ૨૨ શૃંગારનારાએ=શણગારનારાઓ.

કસ્તુરીથી સુવાસિત ચંદને અંગ લેપને
કરી પૂર્ણ રચે તેમાં ચિત્રો ગોરોચનાવડે ૨૪

માળાને ભૂષણો ધારી, દુકૂલે હંસ ચીતર્યે
રાજ્યલક્ષ્મી વધૂનો તે વર રૂડો દિસે બહુ. ૨૫

સોનાને આભરે વેષ જોતાં તેની છબી દિપે
મેરૂ એ ઉગતા સૂર્યમા જેમ કલ્પવૃક્ષની. ૨૬

રાજચિન્હ ઉપાડંતા સેવકો સાથ જાય તે,
ન સુધર્મા થકી ન્યૂન સભામાં, લોક 'જે' ભણે. ૨૭

ઉલેચ યુકત તે પૂર્વજોને આસન બેસતો
ઘસાયો જ્યા નૃપો કેંગ ચૂડામણિથી બાજઠ. ૨૮

તેને બેઠે રહે શોભી મહામંગલધામ તે
શ્રીવત્સલક્ષણે યુકત વિષ્ણુ ઉર શું કૌસ્તુભે ૨૯

કૌમારની પછી તુર્ત સામ્રાજ્ય પામી તે દિપે,
રેખારૂપથકી જાણે પૂર્ણતા પામિયો શશી ૩૦

મુખના ઉજળા રંગે, હસીને બોલવા થકી,
મૂર્તિમાન શુ વિશ્વાસ સેવકો એહને ગણે. ૩૧

ઐરાવત સમે હસ્તી ચડી શ્રીમાન ઇન્દ્રશો
ધ્વજા કલ્પતરૂ જેવીથી પૂર સ્વર્ગ શું કરે ૩૨

૨૭ સુધર્મા=દેવોની સભા. ૨૯ શ્રીવત્સ=(૧) અયોધ્યાના એક મહેલનું નામ (૨) લક્ષ્મી અને વત્સ જે વિષ્ણુનું ચિન્હ છે.

એક એને શિરે ધાર્યું છત્ર નિર્મલ તેજનું
આગલા નૃપના વિહુંનો તાપ જગનો હરે. ૩૩

કિર્ણો કેડ ઉગે સૂર્ય જ્વાળાનો ધૂમની પછી,
તેજોની રીત ત્યાગીઓ ગુણો સાથે ઉદે થયો. ૩૪

પ્રસન્ન નેત્રથી એને પૂરસ્ત્રીઓ અનુસરે,
શરદે સ્વચ્છ તારાળી રાત્રીઓ ધ્રુવને જ્યમ. ૩૫

પ્રસિદ્ધ મંદિરે પૂજેલી પૂરદેવતા કૃપા
કૃપાયોગ્યપ્રતિ દાખે હાજર મૂર્તિમાં થઇ. ૩૬

અભિષેક જલે ભીની વેદીએ ન સુકાઇ ત્યાં
દુઃસહ એહનો તાપ સાગરતીર પ્હોંચતો. ૩૭

વસિષ્ઠ ગુરુના મંત્રો, એ ધનુર્ધરનું શર
આ બેઉ મળીને સાધી ના શકે એવું સાધ્ય શું? ૩૮

ધર્મિષ્ઠો સાથ તે નિત્ય વાદી ને પ્રતિવાદીના
દાવા શંકાભર્યા જોતો જાતે આળસ છોડીને. ૩૯

તે પછી સ્પષ્ટ દેખાતા, સુમનથી નિવેદિત
પાકતાં તુર્ત યાચ્ચાના ફળો સેવકને દિએ. ૪૦

નદી જે શ્રાવણે વાધી, વધુ ભાદરવે વધે
તેમ તાતે વધારેલી પ્રજા તેથી વધે વધુ. ૪૧

૩૬ પૂરદેવતા=અયોધ્યાની રક્ષક દેવી ૩૮ સાધ્ય=સાધવાનું. ૪૦ સુમન=(૧) ફૂલ (૨) સારું મન યાચ્ચા=માગણી. ૪૧ વધે=સમૃદ્ધ થાય.

વદે એ ન કદી મિથ્યા દીએ તે પાછું નાજ લે
નિયમ તોડનો તોએ ઉથાપ્યો શત્રુ થાપિને ૪૨

સંપત્તિ, રૂપ, યૌવન પ્રત્યેક ગર્વ મૂળ છે,
સૌ તેનામાં છતા તેનુ ચિત્ત ના ગર્વ ધારતુ. ૪૩

પ્રીતિ જન્મ્યે પ્રજામાહી દૃઢમૂળ તરૂ સમો
અચળ થાય છે નવો છતા તેહ દિને દિને ૪૪

અનિત્ય બ્હારના શત્રુ વળી રે' દૂર તેથી, તે
પહેલાં નિત્યના છએ આંતર શત્રુ છતિયો. ૪૫

કૃપા તત્પર તેનામાં ચપળા જે સ્વભાવથી
શ્રી બને સ્થિર શુ હેમરેખા કસોટી ઉપર ૪૬

કેવલ નીતિ ભીરુતા, માત્ર શૌર્ય પશુપણું,
તેથી એ બેઉને યોજી સાથે તે સિદ્ધિ ઇચ્છતો ૪૭

ન ગુપ્ત કઇ એ રે'તુ દૂતકિરણ પ્રેરતા
નૃપને મંડળે જેમ ઘનમુક્ત રવિ તણે ૪૮

ગત્રાને દિનના ભાગે નૃપો માટે વિહિત જે
વિકલ્પ ત્યાગીને તે તે નિશ્ચયે આચરે સહુ ૪૯

પ્રતિદિને કરે એહ મંત્રણા મંત્રિઓ સહ
થયા છતા પડે ના તે બહાર દ્વારણ ઘથી ૫૦

૪૨ પોતાનુ કરેલું કેરનો તેથી નિયમ તોડનો કહેવાય

અજાણ્યા એક બીજાથી નિજ ને પરમાં મુકયા
ગુપ્ત દૂતોથી જાગે તે રૂનો યોગ્ય સમે છતાં. ૫૧

તે અરિ રોધનારાને કિલ્લે ચડાઇ ના થતી
ન સિંહ ગજનો હન્તા ભયે ગિરિ ગુફા સુવે. ૫૨

આરંભો ભવ્ય મુખના, સંભાળે વ્યય મુકત જે
ગર્ભે શાળ તણા ચોખા જેમ ગુપ્તજ પાકતા. ૫૩

વૃદ્ધિને પામિયો તોએ વિમાર્ગે ન પ્રવર્તનો,
ભરતીમાંય ફેલાતો ખારો નિધિ નદી મુખે. ૫૪

પ્રજા કેરો અસંતોષ શક્ત તુર્ત શમાવવા,
ન કરે કાંઇએ જેનો ઉપાય કરવો પડે. ૫૫

છતી શકાય તે સામે ચડે સમર્થ તોય તે,
વાયુ સાથ છતાં દાવાનલ જલે ન પ્હોંચતો. ૫૬

ન હણે અર્થ કામાર્થે ધર્મ, ધર્માર્થ બેઉ તે,
કામે ન અર્થને, અર્થે વા કામ, ત્રણમા સમો ૫૭

નીચા રાખ્યે ભલુ કં ન કરે, નડે ચડાવતાં,
તેથી તે રાખતો મિત્રોને મધ્યમ સ્થિતિ વિષે. ૫૮

નિજને પરનુ માપી શકત્યાદિનુ બલાબલ,
પોતે બલિષ્ઠ લાગે તો ચડે, વા શાન્ત બેસી રે' ૫૯

૫૩ અહી રાજાના આરંભો=સત્કાર્યો શાળના ચોખા સાથે સરખાવ્યા છે પ્રથમ બે પદોમાં શ્લેષ છે મુખ (૧) આરંભ (૨) મ્હો. વ્યય (૧) નાશ (૨) ખર્ચ

ભજે સૌ કોશ જો હોય, તેથી તે ધન સંઘરે
વધાવે ચાતકો ગર્ભે જલવાળાજ મેઘને. ૬૦

હણતો અગ્નિના કામો તે ઉદ્યોગી સ્વકર્મમાં
છિદ્ર જોઈ રિપુને દે ઘા, નિજ છિદ્ર ઢાંકતો ૬૧

સૈન્ય તે સયમી કેરૂં, તાતે પોષેલ, અસ્ત્રને
શીખેલ, યુદ્ધજીવી તે નિજ દેહ સમું, પ્રિય. ૬૨

હરે ના સર્પમણિ શુ શક્તિ તેની ત્રણે અરિ
અરિની શક્તિ તે ખેંચે, લોહશું લોહ ચુંબક ૬૩

નદીમા વાવની જેમ, અરણ્યે બાગની જ્યમ,
ગિરિઓમા ગૃહે જેમ વણઝારા ફરે સુખે ૬૪

વિઘ્નોથી તપને રક્ષે, સંપત્તિ તસ્કરો થકી,
વર્ણને આશ્રમો એને દે છઠ્ઠો ભાગ તો ક્રમે ૬૫

ખાણથી પ્રસવે રત્નો, ક્ષેત્રે ધાન્ય, વને ગજો,
રક્ષાનો જેટલુ એને વેતન પૃથ્વી આપતી ૬૬

બળી ષડાનન શો તે, સાધવા યોગ્ય કાર્યમા
ષડ્‌ગુણોને બલો કેરા પ્રયોગે જાણતો થતો. ૬૭

ક્રમે તે યોજતો રાજનીતિ ચાર પ્રકારની
અઢારે તીર્થ સુધી, ને નિર્વિઘ્ન ફલ ભોગવે ૬૮

૬૦ કોશ=ખજાનો ગર્ભે=અંદર ૬૨ યુદ્ધજીવી=યુદ્ધ ઉપર જીવનાર, યુદ્ધમાંજ જેના જીવનનો રસ હતો ૬૩ ત્રણે શક્તિ, બલ, સત્ત અને લક્ષ્મી. ૬૭ સંધિ વગેરે ૭ ગુણો અને ૭ જાતના સૈન્યથી.

કપટયુદ્ધ જાણે તોયે ન્યાયે લડનારને
જયશ્રી વીરની પ્રેમી ભજે શુ અભિસારિકા. ૬૯

અરિનાશ થતાં તાપે એને યુદ્ધપ્રસંગના,
આવે, શું ગંધહસ્તીને ગંધે ભાગ્યે બિજા ગજો. ૭૦

વૃદ્ધિને ક્ષય પામે છે ચંદ્ર તેમ સમુદ્રએ;——
તેઓ જેમ વધે, ક્ષીણ તે તેઓ જેમ ના થતો. ૭૧

અતિ દરિદ્ર વિદ્વાનો યાચવા તે કને જતાં,
મેઘો નિધિ કને જેમ, દાતારપણુ પામતા. ૭૨

સ્તુત્યજ કરતો કર્મ, લજાતો સ્તુતિ સાંભળી,
સ્તુતિકર્તારના દ્વેષી તેનો તોયે વધે યશ. ૭૩

હણતો દર્શને પાપ તત્ત્વ પ્રકાશથી તમઃ
સદા સ્વતંત્ર લોકોને કરતો સૂર્ય શુ ઉગ્યો ૭૪

કુમુદે સૂર્ય કિર્ણો ના ચ્હોચે, પદ્મે શશીતણા,
ગુણો તે ગુણાવન્તાના માર્ગ વિરોધીમાં કરે. ૭૫

અશ્વમેધાર્થ જયને ઇચ્છતા તેહની ક્રિયા,
અરિને છેતરે તોએ થતી ધર્માર્થ કેવલ. ૭૬

પ્રભાવે ચડતો આમ શાસ્ત્રે દાખેલ માર્ગથી,
ભૂપોનો તે થયો ભૂપ, દેવોનો દેવ ઇન્દ્ર શું ૭૭

ગુણના સામ્યના યોગે પાંચમો લોકપાળમાં,
કહ્યો મ્હાભૂતમાં છઠ્ઠો, આઠમો કુલપર્વતે ૭૮

છત્રો રહિત કીધેલા માથે ધરછ એહની
આજ્ઞાપત્રલખી ભૂપો દેવો જેમ મહેન્દ્રની ૭૯

મહાયજ્ઞે દક્ષિણા દે વિપ્રો એ રીત પૂજતો
જેથી કુબેરને એનુ નામ એજ થાય છે ૮૦

ઇન્દ્રે વૃષ્ટિ સમ કિધ, યમે વ્યાધિની વૃદ્ધિ રોકી,
વારી માર્ગો વરૂણ કરતા નાવિકો માટ સારા ૮૧

કોશે વૃદ્ધિ ધનદ કરતા પૂર્વજો રાખી લશે,
એને દંડે વિનત નૃપ શુ સેવતા લોકપાલો ૮૨

૭૮ લોકપાળો ચાર છે ઇન્દ્ર, અગ્નિ વાયુ યમ મહભૂત પાચ છે પૃથ્વી જલ તેજ વાયુ આકાશ કુલપર્વતો-મુખ્ય પર્વતો સાત છે મહેન્દ્ર મલય, સહ્ય શુક્તિમાન ઋક્ષ વિન્ધ્ય અને પારિયાત્ર ૮૧ વિનત=નમેલા=નમાવેલા

## સર્ગ ૧૮ મો.

### વંશાવળી.

તેને થયો છે સુત નૈષધોના
ભૂપાળ શ્રીઅર્થપતિની પુત્રી-
થકી, કર્યો નૈષધ નામ જેને
ન નૈષધાદ્રિ થકી લેશ ન્યૂન ૧

પ્રજાતણે રક્ષણ શકિતવાળા
જુવાન શૂરા થકી તાત રીઝે
સુવૃષ્ટિ યોગે સહુ લોક જેમ
અનાજનો પાક તયાર ભાળી. ૨

શબ્દાદિ કેરી ચિર મોજ માણી,
સોંપી દઇને નૃપ શબ્દ તેને,
કુમુદ્વતીપુત્ર કુમુદ જેવી
શુદ્ધ ક્રિયાથી મળ્યુ સ્વર્ગ પામ્યો ૩

૩ શબ્દાદિ=વિષયો.

તે કુશનો પુત્ર સરોજનેત્ર
સમુદ્રગભીર, સમુદ્ર મોતી
ભૂ એક છત્રે પુર આગળાશી
લાણી ભુજે એકજ વીર પાળે ૪

તે કેડ તેનો નલ નામ પુત્ર
અગ્નિ સમો તે કુવલક્ષ્મી પામ્યો,
કરેછ પદ્માનન તેહ ચૂર્ણ
સૈન્યો અરિના બરૂના વનોશુ. ૫

જેની ભણુતા નભચારી ગાથા
તેને થયો છે નભશ્યામ પુત્ર,
પ્રખ્યાત થાતો નભનામથી જે
વ્હાલો જનોને નભમાસ જેવો ૬

તે પુત્રને ઉત્તરકોસલોનુ
દૈ રાજ્ય તે ધાર્મિક ભૂપ જાતો,
જાણે જગના ઉપદેશથીજ
મોક્ષાર્થ રે'વા મૃગ જાતિ માયે ૭

થયો ગજોમા જ્યમ પુંડરીક
અજેય તેનો સુત પુંડરીક
પિતા જતા, શ્રી ગ્રહી પુંડરીક,
જેને વરી પુંડરીકાક્ષને શુ ૮

૬ નભ=શ્રાવણ ૮ પુંડરીકાક્ષ=વિષ્ણુ

પ્રજાતણા રક્ષણમાંહી દક્ષ,
તે ક્ષેમધન્વા સુતને ક્ષમાળા,
સોંપી ધરા તેહ અમોઘચાપ
ધારી, વને જૈ, તપ ધીર સાધે. ૯

તેને થયો દેવ સમાન પુત્ર,
જતો રણે આગળ, જેનું નામ
પ્રસિદ્ધ સ્વર્ગે થયું, દેવ પ્હેલું
અનીક બીજું પદ ધારનારૂં. ૧૦

પ્રસન્ન પુત્રે કરવાથી જેમ
તે પુત્રવાન, તેમજ તેહ પુત્ર
સુપુત્રના વત્સલ તાતનાથી
છે તાતવાળો જગમાં ગણાયો ૧૧

તેમાં પહેલો નિજ તુલ્ય પુત્ર—
ને વર્ણ ચારેયની દૈ ધુરાને
તે યજ્ઞકર્તા ગુણ કેરી ખાણ
જતો સહુ યાજ્ઞિકની ભૂમિમાં. ૧૨

તેને થયો સયમી પુત્ર, મીઠી
વાણીથી વ્હાલો નિજ શત્રુનેએ,
ર્‌હેલા બિનેલા મૃગના દિલોને
હરી શકાયે મધુરા સુરોથી ૧૩

૧૦ દેવ+અનીક=દેવાનીક આ શબ્દમાં 'દેવપદ' પ્હેલું અને અનીક બીજું છે. ૧૨ યાજ્ઞિકની ભૂમિ=સ્વર્ગ, જ્યાં યાજ્ઞિકો (યજ્ઞ કરનારાઓ) જાય છે.

અહીનગુ નામથી પૃથ્વી આખી
મહાન બાહુબળયુકત પાળે,
છે હીનના સંગથી મુકત તેથી
જુવાન એ દુર્વ્યસનો વિનાનો ૧૪

પિતા પછી તે જનવૃત્તિજાણ
ચતુર્દિશા ભૂપ ચતુર થાતો
અચૂક ચારેય ઉપાયથી શુ,
પુરૂષ મ્હોટા અવતારધારી ૧૫

તે જીતનારો અરિ, દેવ લોક
જતા શ્રી તેના સુત પારિયાત્ર-
ને સેવતી મસ્તક ઊચ્ચવાળો
જે જીતિયો છે ગિરિ પારિયાત્ર ૧૬

શિલાનુ પ્હોળુ ઉર જેનુ તેને
ઉદારશીલે શિલ પુત્ર થાતો
શરેથી જીત્યો અરિપક્ષને જે
છતા લજાતો સ્તુતિ સાભળીને ૧૭

તે બુદ્ધિ સપન્ન જુવાન પુત્ર
ને નીમી સ્થાને યુવરાજકેરે,
માણે સુખો, છે સુખનુ જ રોધી
નૃપોતણુ જીવન કેદી જેવુ ૧૮

૧૪ અહીનગુ=અ હીન=આખી+ગુ=(ગોનુ રૂપાન્ત રૂપ)=પૃથ્વી, અહીનગુ=આખી પૃથ્વી વગો હીન=હલકા.

રાગે ભર્યો ભોગથકી અતૃપ્ત,
વિલાસીનીનાં રૂપ માણવા ને
સમર્થ તેને સુપ્તે અશાન્ત
વૃથા અદેખી હસ્તી જરા તો. ૧૯

ઉન્નાભનામે સુત ખ્યાત તેને,
સાચે હતો જે ઉંચી નાભિવાળો,
થયો બીજો પંકજનાભ જાણે
નૃપોતણા ચક્રની નાભિ જેવો. ૨૦
તેની પછી સાંભળવા પ્રમાણે
છે વજ્રધારી સમ પુત્ર તેનો
દે ત્રાડ જે વજ્રશી રત્નખાણે
ભૂષિત પૃથ્વીપતિ જેહ થાતો. ૨૧

તે પૂણ્યથી સ્વર્ગ જતા અગ્નિને
ઉખેડનારા સુત એહનાને
ભજે છ શ્રી શંખણને વરા તો
ખાણેથી કાઢ્યા મણિ કેરી ભેટે ૨૨

તે મર્ણ પામ્યે પદ તાતનુ લે
સ્વરૂપમા અશ્વિન ને રવિશો

૨૦ પંકજનાભ=વિષ્ણુ ૨૩ અશ્વિન=દેવના વૈદ્ય

નિધિતટે સૈનિક અશ્વ રે'તાં,
જેને પુરાણી વ્યુષિતાશ્વ કે'તા. ૨૩

આરાધી વિશ્વેશ્વર એ નૃપાળ
જન્મ્યો થઇ વિશ્વસહ સ્વરૂપે
તનૂજ જે વિશ્વતણો સખા ને
વિશ્વંભરા આણીય પાળનારો. ૨૪

તેને થયો પુત્ર હિરણ્યનાભ
અંશે હિરણ્યાક્ષરિપુ હતો જે,
ન્યાથી, અતિશે અરિને અસહ્ય
થતો શું અગ્નિ પવનપ્રસંગે. ૨૫

દૈ પિતૃઓનુ ઋણ તેર વૃદ્ધ-
વયે સુખો અંતરહિત લેવા,
આજાનુબાહુ સુતને બનાવી
રાજા, કૃતી વલ્કલ ધારી થાતો. ૨૬

રવિકુલે ભૂષણ, એમ કાઢે,
તે ભૂપને ઉત્તરકોશલોના,
કૌશલ્ય છે ઔરસ પુત્ર જન્મ્યો
નેત્રોતણો હર્ષ શું ચંદ્ર બીજો. ૨૭

૨૩ વ્યુષિતાશ્વ=ત્યાર રહેલા છે ઘોડા જેના એવો શબ્દાર્થ થઇ જાય. ૨૪ વિશ્વેશ્વર=શિવ. તે રાજા પોતે વિશ્વસહ નામના પુત્ર રૂપે જન્મ્યો ૨૫ હિરણ્યનાભ=વિષ્ણુ હિરણ્યાક્ષરિપુ=વિષ્ણુ.

યશેથી બ્રહ્માની સભા વિશે જે
પ્રસિદ્ધ, પામ્યો ગતિ બ્રહ્મકેરી,
સૌ સોંપી સત્તા નિજ બ્રહ્મનિષ્ઠ
બ્રહ્મિષ્ઠ નામે નિજ પુત્રનેજ. ૨૮

તે શાસને અંકિત ભૂમિ વંશે
શિરોમણી, પીડ વિનાજ પાળે
સુ પુ ત્ર વા ળો નિ ર ખં તી એ ને
હર્ષાશ્રુ લાવી રીઝતી પ્રજા સૌ. ૨૦

જે પાત્ર જાતે ગુ રૂ સે વ ના થી
વળી ગરૂડધ્વજશો કૃપાળો,
તે પદ્મપત્રાક્ષ સુતે કિધો છે
આ પુત્રવંતો મહીં શ્રેષ્ઠ તેને. ૩૦

નિવારી સૌને વિષયોથી તૃષ્ણા,
તે વંશજે સાગરી જંગવેલો
ત્રણેય તીર્થોદક માંહી નાહી,
તે પાસનો દેવતણી ગતિને ૩૧

જે પુષ્પરાગો લજવે પ્રભાથી,
તે પુષ્યને પોતી પુનેમ જાઓ
તેની મહિષી, ઉદયેથી જેને
સૌ પુષ્ટિ પામે, શું ખિજેજ પુષ્યે. ૩૨

૩૦ પદ્મપત્રાક્ષ=કમળની પાંદડી જેવી આંખોવાળો.

દે પુત્રને ભૂમિ મહાશયે તે
બ્રહ્મિષ્ઠ જૈમિનિની સાધી સેવા,
તે યોગવેત્તાથકી યોગ પામી,
જન્મેથી બ્હીતો બનતો અજન્મા ૩૩

તેનો પછી જે ધ્રુવ તુલ્ય પુત્ર
પામ્યો મહીને ધ્રુવસંધિ નામે,
વડા વધુ એ નૃપ સત્યસંધ-
ની સાથ શત્રુ ધ્રુવ સંધિ સાધે ૩૪

રૂપે રૂડો એકમના શશીશો
સુદર્શન જ્યાં હજી બાળ, પુત્ર,
શિકાર ખેલે મૃગને નવાળો,
સિંહે હણ્યો તે જનમાંહી સિંહ ૩૫

રાજા વિના દીન પ્રજા નિહાળી,
અમાત્ય સૌ, સદ્ગત ભૂપ કેરા
કરે કુવે એકજ તન્તુ-તેને
સાકેતનો એકમતેથી સ્વામી ૩૬

બાલે-દુવાળા નભ જેવું તેમ
અરણ્ય જેવું શિશુ સિંહ છે જ્યાં,
સરોજ કેરી કળીવાળુ વારી
જેવું રઘુનું કુલ ભૂપ ન્હાને. ૩૭

સ્વીકારતા તાજ સહુ પ્રજાએ
માન્યો નકી તાત સમો થવાનો,
છો મેઘ નાના ગજશોજ, વાયુ
જો થાય સહામો, દિશ છાઇ દે તો. ૩૮

સ્વારો ગ્રહે છે શુભ વસ્ત્ર જેનાં
ગજે ચડી રાજપથે જતાને
છ વર્ષનો તોય મહાનુભાવે
પિતા સમા માનથી લોક જોતા. ૩૯

પિતાનું સિંહાસન આખુંએ તે
એનાથી ના પુરૂં ભરાઇ રેતું,
સુવર્ણશી ઉજ્જવલ તેજકેરી
સંપત્તિથી યે બમણો ભરી દે. ૪૦

ન સ્પર્શતા બાજઠ હેમ કેરે,
જરાજ એથી લટકંત નીચે,
તેના પદે લાખથી રંગીયા સૌ
ભૂપો નમે ભૂષિત મસ્તકોથી. ૪૧

નાના મણિ કેરૂં પ્રભાવવાળા
જેવું 'મહારત્ન' ન નામ મિથ્યા,
તેવો 'મહારાજ' પ્રસિદ્ધ શબ્દ
તે બાળ માટે નથી લેશ વ્યર્થ. ૪૨

૩૮ સ્હામા પવનથી વાદળામાં વૃદ્ધિ થાય છે.

બે બાજુ જેને ચમરો ઢળે છે,
બુંદા વળી ગાલપરે ઝુલતા
તેના મુખેથી ઉચરેલ શબ્દ
નિધિ તરંગે નવ જાય ખાળ્યો ૪૩

જ્યા હેમાંદ્રા ઉપરે પરી તે
લલાટ જેનું તિલકે સુહાતું,
રિપુ સ્ત્રીઓના તિલકો વિનાના
મુખો કરે તે હગતા મુખાળો ૪૪

શિરીષથી કોમળ જે વિશેષ,
અનુભવે છે શ્રમ ભૂષણોએ,
મહાનુભાવેથી છતા ધરાની
અત્યંત ભારે ધરતો ધુરાને ૪૫

લખેલ પાટીપર અક્ષરોની
લિપી પુરી શીખી સ્વાધ્ય પહેલા,
વિદ્યાવિધે વૃદ્ધની સંગતે તે
પામ્યો ફ્લો દંડની નીતિકેરા ૪૬

એના ઉરે પૂરું ન સ્થાન જોઈ
મ્હોટો થવા માટેજ વાટ જોતી
એને લજાતી ન શું લક્ષ્મી બેટે
શિરે ધર્યા છત્રની છાય રૂપે ૪૭

જે ધોમ્રશાની ઉપમા ન પામ્યા,
જ્યાં ડાબ ના ચાપની દોરી ટેરા
તદ્દવાગ્ની સ્પર્શી ન મૂઠ જેણે
તે બાહુ તેનો ભૂમિ તોય પાળે ૪૮

અમો જતા માત્ર ન અગ લાગો-
જ, એહુના સુદ્દગ વૃદ્ધિ પામે
વ્હાલા પ્રજાને ગુપ્ત વશના જે
આરભમા સૂક્ષ્મ, વિશાલ થાતા ૪૯

સ્મરે શુ પારગત પૂર્વ જન્મે
વિદ્યા, ગુરુને નહિ ક્લેશ દેતા
ત્રિવર્ગનુ સાધન ત્રણ વિદ્યા
ગ્રહે, વળી પૂર્વજની પ્રજાને ૫૦

તે અસ્ત્ર વિદ્યા શિખી, પૂર્વકાયા
કે આગળે નમી, ઉંચાજ બાંધી
વાળો, મુહે જાથ નમાવી ડાબી,
શરાળુ કાને સુધી ચાપ તાણે ૫૧

પછી મધુ વનિતાના ને ાને માણવાનુ
મનમિજતરુકેરુ પુષ્પ પ્રેમાકુરાળુ

ગ્રહે=સ્મીમરે=મેળવે

કુદરતી સહુ અંગે ભૂષણોરૂપ તેને,
રમણનું પદ પ્હેલું યૌવન પ્રાપ્ત થાતું. ૫૨

દૂતિજન દરશાવી મૂર્તિનાં ચિત્રથી જે
અધિક રૂડી, અમાત્યો શુદ્ધ સંતાન લોભે
નૃપતિ તણી સુતાઓ લાવિયા તે, ગ્રહેલી
પ્રથમ પૃથિવી લક્ષ્મી બેઉની શોક્ય થાતી ૫૩

# સર્ગ ઓગણિશમો.

## અગ્નિવર્ણના શૃંગાર

સુત્રમા પ્રથમ રાઘવે નિજ
સ્થાન અગ્નિ સમ તેજનો સુત
અગ્નિવર્ણ અભિષેકથી સુખી
વામ વૃદ્ધવય કીધ નૈમિષે[1] ૧

તીર્થવારિથી વિલાસવાવને
નેજને દગ્ધ છાઇ ભૂમિથી
સ્હેવને વિસ્મરી ઝુપડીથકી
સચતો તપ તજી ફેવસ્પૃહા ૨

તેહુનો સુત, મળેલુ રક્ષતા
લેશ લેન શ્રમ, શત્રુ શાસક

૧ નૈમિષે=નૈમિષારણ્યમા.

કુદરતી સહુ અંગે ભૂષણોરૂપ તેને,
રમણનું પદ પ્હેરું યૌવન પ્રાપ્ત થાતું ૫૨

દૂતિજન દરશાવી મૂર્તિના ચિત્રથી જે
અધિક રૂડી, અમાત્યો શુદ્ધ સંતાન લોભે
નૃપતિ તણી સુતાઓ લાવિઆ તે, પ્હેલી
પ્રથમ પૃથિવી લક્ષ્મી એઉની શોક્ય થાતી ૫૩

# સર્ગ ઓગણિશમો.

## અગ્નિવર્ણના શૃંગાર

યુગમા પ્રથમ રાઘવે નિજ
સ્થાન અગ્નિ સમ તેજનો સુત
અગ્નિવર્ણ અભિષેકથી સુપ્રી
વાસ વદ્ધવય કીધ નૈમિષે ૧

તીર્થવારિથી વિશ્રામવાવને
સેજને દર્ભ છાઇ ભુમિથી
મ્હેલને વિસરી ઝુંપડીથકા
સંચતો તપ તજી ફલસ્પૃહા ૨

તેહુનો સુત, મળેલુ રક્ષતા
લેશ લેન શ્રમ, શત્રુ શાસક

૧ નૈમિષે=નૈમિષારણ્યમા.

તાત ભૂમિ જીતિયોછ, એહુને
માણવા, ન શણગારની નાખવા ૩

કામી એ કુલની રીત જાતથી
કેટલાક વરસો અનુસર્યો
સોપી તે પછી નહુ પ્રધાનને
યૌવન સ્ત્રી વશમા વિતાડનો ૪

કામિની મહુ વનત મામીના
તે મૃદંગ ધ્વનિયુક્ત મંદિરે
પૂર્વ ઉત્સવ ભુલાય છે વધુ
મપદા મહિત અન્ય ઉત્સવે. ૫

એ ક્ષણેય સુખ ઇન્દ્રિયો તણા
ની વિના વિતતી ના સહી શકે,
મ્હેલમા દિવસ ગત માણતો,
દે ન ધ્યાન જન આતુર પ્રતિ ૬

મંત્રીઆગ્રહથકી કદીકજો,
આપતો જનનુ માગ્યુ દર્શન
તે થતુ ચરણ બારીગોખથી
એ નૃપે લટકતો ધર્યા થકી ૭

ફિકગો ચરણ એહ વદતા
કોમળા સ્વનખ રગ રંગીઓ,

[ ]

બાલ સૂર્ય કિરણો પડ્યાં જહિં
તે સરોજ તુલના ધરાવતો. ૮

જ્યાં જુવાનીથી ઉંચાં સ્તનો થકી
આકુળી કમલ વાવમાં હલે
ગુપ્ત છે રમણનાં ગૃહો જલે
ત્યાં રમે છ અનિગાઢ કામથી. ૯

છાંટતાં જલ લુછાઇ અંજન,
લાલ રંગ અધરેથી સાફ થૈ,
પામી મૂળ મુખકાન્તિ એહને
સો વિશેષ લલચાવતી હતી. ૧૦

મીઠી ગંધ મધુનીથી ખેંચતી
પાનભૂમિ પ્રતિ, તે પ્રિયા સહ,
જાય હાથી જ્યમ હાથણી સહ
ખીલતાં કમળથી ભર્યાં સરે. ૧૧

એ અતિ મદનું કારણ સ્ત્રીઓ
એહના મુખનું મદ્ય ઇચ્છતી,
કોકિલો બકુલની સમાન તે
મદ્ય નારી મુખ દીધું પી જનો. ૧૨

૧૨ બકુલ અને અશોક વૃક્ષો સ્ત્રીઓના મુખમાંથી મદ્ય છાંટવાથી ખીલે છે એવી માન્યતા છે.

અંકમાં રમણ યોગ્ય બેઉએ
ખાલી રાખતી ન અંક એહનો
એ મનોહર સુરોની બીન ને
રમ્યગાત્રી વળી મીઠું બોલતી. ૧૩

પુષ્કરે કર ટિપે હલી રહે
માળ, કંકણ; હરાઇને મન
નર્તકી અભિનયે ભૂલી જતી
લાજતી વડિલ પાસ તે થકી. ૧૪

રમ્ય નૃત્ય પછી થાકસ્વેદથી
વીખર્યાં તિલકવાળું તે મુખ
ચૂમતાં પ્રીતથી ફૂંક દે, રહે
ઇન્દ્ર ને વરૂણથી વધુ સુખે. ૧૫

કામ્ય વસ્તુ નવીમાં પ્રસક્તના
ગુપ્ત ને પ્રકટ યોજનાતણા
સંગમો અરધ ભોગવ્યા રહે
વલ્લભા તુરત પાસ પ્હોચતા. ૧૬

આંગળીની ટિશીથી ત્રછોડવું
વાંકું ભાળવું, ચડાવી ભંમર
કાંચીથી ફરી ફરીથી બંધન,
છેતરી પ્રિયતમા ચ્હેછ તે. ૧૭

૧૪ પુષ્કર=ઢોલક. ૧૬ પ્રસક્ત=આસક્ત રાજા એની બીજી પ્રિયતમા રાજાના સમાગમમાં ભંગાણ પાડતી

રાતમાં રમણને દિને પુઠે,
બેસી દૂતિજ પિછાનતી ત્યમ,
ખ્હીતી પ્રેમ વિરહથી પ્યારીનાં
ભૂપતે વચન ભીરૂ સાભળે. ૧૮

રોકવાથી અહિપીતણા જતા
નર્તકી ન મળતી વિષે મન,
એનુ અંગ ચિતરે, જુઠી પડે
પીછી આગળી તણા પ્રસેવથી ૧૯

શોક્યના પ્રણય ગર્વથી બળી,
કામ વૃદ્ધિથકી વા નૃપાલને
લૈ જઇ મિષથી ઉત્સવો તણા
રોષ ત્યાગી કરી અર્થ સિદ્ધ લે ૨૦

ભોગ ખૂબ કરવાથી મોહક
દૃષ્ટિથી, ખીજતી છેહ પીડથી,
પ્યારી અંજલિ રચી રિઝાવનો,
પ્રેમમા શિથિલ દુઃખ દે વળી ૨૧

શોક્ય નામ વદવાથી સ્વપ્નમા,
વેગ લેતી વિણ બોલી, ચાદર,
અશ્રુથી ભિજવી ફેરવી મુખ
સેજ, ચૂડી કરી કોપ ભાગીને ૨૨

૨૨ સેજ=સૈજના=શય્યામા

પુષ્પસેજ રચી જ્યાં લતા ગૃહે
જાય દૂતી દરશાવિયે પથે;
માણતો રમણ દાસી સાથ તે
રાણીના ભયથી ધ્રૂજતો જતો. ૨૩

"નામ તાહરી પ્રિયાનું સાંભળી
હું ચહું છું શુભ ભાગ્ય એહનું
કામના બહુ મને" કહે વધૂ
નામ વીસરી જતા નૃપાળને. ૨૪

કુંકુમે ભરી, છુટેલી માળ જ્યાં
તૂટી કાંચી, ખરડાઇ લાખથી
સેજ, દાખવતી કામકેલીને
ઉઠતાં નૃપ વિલાસી એહનાં. ૨૫

તે સ્વયં યુવતી પાદ રંગતો
મેખલાસ્થલ નિતંબભૂમિને,-
ઢીલું જ્યાં દુકૂલ-જોઇને થતાં
નેત્ર લુબ્ધ, નવ ધ્યાન પૂરું દે, ૨૬

ચુંબને અધર જ્યાં ફરી જતો,
ને રૂંધાય કર નીવિ છોડતાં
તે પ્રિયારમણ, વિઘ્ન ઇષ્ટમાં
કામદીપન વિશેષ થાય છે. ૨૭

૨૬ નિતંબભૂમિ=જઘનસ્થલ. ૨૭ વિઘ્ન ઇષ્ટમાં=ઇચ્છેલી વસ્તુમાં જે વિઘ્ન થાય છે તે. પ્રિયાનુ રમણ=ક્રીડા.

ઉપહાસ્ય સહુ પાછળે ઉભી
હાસ્યસુંદર છબીથી દર્પણે
ભોગ ચિન્હ નિરખતી પ્યારીને
નીચું મ્હો શરમથી ઢળાવતો ૨૮

ભીડી કંઠ મૃદુ બાહુઓ, અને
અંગુઠા ઉપર પાની મૂકીને
પ્યારી સેજ તજતાંનું માગતી
વીતતા રજની છેલ્લું ચુંબન ૨૯

ઇન્દ્રથી વધુ રૂડા નરેન્દ્રના
વેષને નિરખી દર્પણે ન તે
તેટલો દિલ રીઝે છ જેટલો
ભોગનુ નિરખી સ્પષ્ટ લક્ષણ ૩૦

મિત્રકાર્ય મિષથી સમીપથા
જાય અસ્થિર થઇ સ્ત્રી રોકતી
કેશ ઝાલી કહી "જાણીએ શઠ,
તારૂં આ છટકવા તણું મિષ' ૩૧

કંઠસૂત્ર સુરતો તણે મિષે
થાકી ક્રૂર રમણોતણા શ્રમે
જ્યા સ્થૂલ સ્તનથી લુછ્યુ ચંદન
તે વિશાળ ભુજમા સ્ત્રીઓ સુવે ૩૨

૨૯ અંગુઠાની ઉપર પાની મૂકીને=ન ઊઠી શકાય તેવી રીતે અંગુઠો પાનીથી દબાવી રાખીને ૩૨ કંઠસૂત્ર=એક પ્રકારનું સુરત ક્રીડાનું આસન

સંગમાર્થ નિશામાં ફરે છુપો
ચુપ્ત દૂતિ વચને અગાડી જે
"કામી, કેમ તિમિરે ઠગી જશો ?
બોલી ખેંચી જતી એહને પ્રિયા. ૩૩

ચંદ્ર તેજ સમું સ્પર્શનું સુખ
લૈ કુમુદથી ભર્યા સરોવર-
કેરી એહ ઉપમા ધરાવતો,
જાગતાં રજની, ઊંઘતાં દિને. ૩૪

ઓષ્ઠ છે દશનડંખ, વેણુ ત્યાં,
વીન જાઘપરના નખક્ષતે,
પીડતી બજવતાં, પ્રિયા તદા
વક્રનેત્ર દિલ એનું ખેંચતી. ૩૫

અંગ, ચિત્ત, સુરથી રચ્યુ, છુપુ,
સ્ત્રી વિષે શિખવીને બતાવતો,
નૃત્ય, મિત્ર નિકટે, પ્રયોગના
દક્ષ શિક્ષકથી વાદ આદરે. ૩૬

સ્કંધ છે કુટજ તેમ અર્જુન-
માળ નીપરજલેપ ધારતો,
તે વિહાર વરષા વિષે કરે
મત્તમોરભર ' કેલિ પર્વતે. ૩૭

૩૫ વક્રનેત્ર=તુંજ મારી પીડાનું કારણ છે એમ વાંકી દૃષ્ટિથી સૂચવતી. ૩૬ વાદ=સ્પર્ધા. ૩૭ નીપ=એક વૃક્ષ.

સૂતી ક્લેશથકી ફેરવી મુખ
સુંદરી વિનવવા અધીર ના,
મેઘની ગરજનાથી બ્હીતી તે
ઇચ્છતો પણ, ભિડાય બાહુમાં ૩૮

બાધિયા જઈ ઉંચા મ્હેલ તે
સુંદરીની સહ કાર્તિકી નિશે
સુરતશ્રમ હરતી માણતો
મેઘથી રહિત ગૌર ચંદ્રિકા ૩૯

મર્યું હંસતણી મેખલાળી જે
ને નિતંબ સમું દાખતી તટ
પ્યારી ઢોડન કરી બતાવતી,
તે જુએ ભુવનજાળાછિદ્રથી ૪૦

કફ્કડે, અગર ધૂપ મ્હેકતા
હેમ કાચી વરતાય, ઠંડીના
તે પટે રૂડી કટીની સ્ત્રી ગ્રહે
બાધ છોડ રસિયા નૃપાળને ૪૧

ભીતરે પવન મુકત ઓરડે
દીપરૂપી સ્થિર દૃષ્ટિ માંડતી
સાથ દેતી સુરતપ્રકારમાં
રાત્રિઓ બનતી સાક્ષી નેહની ૪૨

૩૯ કાર્તિકી=કાર્તક માસની ચંદ્રિકા=ચાંદની ૪૧ કફ્કડે=
[illegible] પટ=રેશમી વસ્ત્રો ૪૨ ભીતરે=અંદર

જન્મતા નિરખી વાયુ દક્ષિણે
કુંપળોની સહ આમ્રઅંકુર
એહને, વિરહ ના સહ્યા જતાં,
સ્ત્રી ભુલી કલહ ખેંચી જાય છે. ૪૩

પ્યારી અંક લઇ ખાટ બેસતો
હીંચકો પરિજનો હુલાવતાં
દોરી છોડી ભયને મિષે પ્રિયા
–રંભણ દૃઢ કરોથી પામતો. ૪૪

લેપ, ચંદન તણો સ્તને કર્યો
મોતીએ ભૂષણ ગૂંથિયાં રૂડાં,
રત્ન કાંચી અડતી નિતંબ, તે
ગ્રીષ્મ વેષ નૃપને ભજે પ્રિયા. ૪૫

આમ્રમોરચુરણાળું મદ્ય, જે
લાલ પાટલથકી સુવાસિત,
તેથી કામ મધુ વીતતાં કૃશ
ભૂપનો ફરીથી પુષ્ટ થાય છે. ૪૬

આમ ઇન્દ્રિય સુખોજ માણતો
અન્ય કાર્ય ભણી ના જુએ નૃપ,
લક્ષણે નિજ જણાતિ ઋતુઓ
કામને વશ વિતાડતો હતો. ૪૭

આમ ઉન્મત છતાં, પ્રભાવને
લૈ જીતે ન નૃપ કોઇ એહને

૪૫ વેષ=વેશથી

ભોગપ્રીતિથી થયેલ રોગથી
ક્ષીણ થાય શશી દક્ષશાપથી ૪૮

દોષ દેખી પણ ભોગની ચિંતે,
ના તજે, ન કંઇ વૈદ્યનું સુણે
જો મધુર વિષયે હરાય છે
ઇન્દ્રિયો કયમય પાછી ના વળે ૪૯

ફીકકુ મ્હો, બહુજ અલ્પ ભૂષણો
હાથ ઝાલી ફરવુ, ધીમો સ્વર,
ક્ષીણતા સકલ ગળયક્ષ્મની
પ્રેમી કેરી તુલના ધરે તદા ૫૦

ભૂપને ક્ષય થતા બને કુલ
અભ્રશુ, શશીની છેલ્લા જ્યાં કળા,
ગ્રીષ્મ પલ્વલશુ પંક માત્ર જ્યાં
દીવી જેવુ બહુ ઝીણી જ્યોતની ૫૧

"પુત્રના જનમ કારણ કંઇ
યત્ન કે નૃપતિ આ દિનો મહીં"
કપટ ભીરૂ જનને કહે લસ
રોગ જાણ ન થવા પ્રધાન તો ૫૨

તે નખા બહુ સ્ત્રીઓતણો છતા
દેખનો નથીજ પાવન પ્રજા
વૈદ્યને થડવનાર રોગથી
ના બચેઇ, પવનેથી દીપશુ. ૫૩

જાણતા મૃતકવિધિ વંશના
ગુરૂ સાથ સહુ મંત્રી એહને
રોગ શાન્તિ મિષ મ્હેલબાગમાં
ગુપ્ત રીત થકી અગ્નિદાહ દે ૫૪

ચિન્હ જે ધરતી શુદ્ધ ગર્ભના
રાણીને તુરત સર્વ મંત્રીએ
તેડી લોકમહીં મુખ્ય માણસો
ભૂપની સકલ લક્ષ્મી સોંપી છે ૫૫

એ ગીતના નૃપતિમૃત્યુતણા વિષાદ-
ના ઉષ્ણ અશ્રુથી તપી પ્રથમે ગયેલો
તે ગર્ભ હેમઘટના મુખથી પડતા
રાજ્યાભિષેકજલ શીતલથી ઠરે છે ૫૬

લોકો જોતા પ્રસવની બહુ વાટ તેના હિતાર્થે
ધારે તેને જ્યમ ધરતી ભૂ શ્રાવણે બીજ મૂકી,
બેઠી સિંહાસન ઉપર તે, વૃદ્ધ વંશપ્રધાનો
નાથે પાળે નૃપની પૃથિવી, આણ ના કોઈ લોપે ૫૭




✓ ૫૪ મૃતક વિધિ—મરેલા પાછળ કરવાની ક્રિયા. ક્ષય રોગના દરદીને જાહેર રીતે અગ્નિદાહ કરવાથી રોગ ફેલાવો સંભવ છે એવું સૂચન હોઈ શકે